# માતાજીના ગરબા.

# શુભ પ્રસંગનાં ગીત.

અને

# બાળ ઔષધ.





રચી, છપાવી પ્રસિદ્ધ કરનાર,

સૌ. હરિસુખગૌરી વામનરામ મહેતા.

સંઘાડીઆવાડ — સુરત.

---

સંવત ૧૯૭૦. પ્રત ૫૦૦.

આવૃત્તિ પહેલી.

શ્રી સત્યનારાયણ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મોતીલાલ પ્રાણીદાસે છાપ્યાં.
ઠે. સીવીલ હસ્પીતાલ સામે—પાનાભાઈની વાડીમાં—અમદાવાદ.

કિંમત રૂ. ૦-૮-૦

## અર્પણ પત્રિકા.

### શાર્દૂલ.

શ્રી દેવી દીનની દયાળ કરુણા તારી ઘણી હું પરે,<br>
તું સર્વાંગ વસી રહે કરી કૃપા, સુગુણ જીવ્હા સ્તવે;<br>
શક્તિ ભક્તિ વળી તું મુક્તિ દઈને, ભવાબ્ધિથી તારજે,<br>
અર્પું આ લઘુ ગ્રંથ દેવી તમને, તું હરિનું સુખ દે.



# પ્રસ્તાવના.

આ નાના પુસ્તકને કંઈ પણ પ્રસ્તાવનાની અગત્ય નથી, પણ આ પુસ્તકમાં "ઘરવૈદુ" લખેલું હોઇ તેને અંગે આ પ્રસ્તાવના લખાય છે.

" મનુષ્યયત્ન ને ઇશ્વરકૃપા " આ શબ્દોનું મનન કરી મનુષ્યે દરેક સમયે યત્ન કરવો ઘટે છે. તેજ પ્રમાણે નાનાં બાળકો માંદાં પડે ત્યારે યત્નની જરૂર છે. ઘણી માતાઓ બાળકને શું ઉપચાર કરવો એથી અજાણ હોય છે. હાલ કેળવણી ઘણી આગળ વધી છે, પણ બાળક ઉછેરવાની કેળવણી બહુ જુજ હોઇ નાના બાળકો પીડાય છે; અને એવું પણ બને છે કે તે બાળક બિચારૂં દેહમુક્ત પણ થાય છે. ફૂલને કરમાતાં જેમ વાર લાગતી નથી તેમ તાજાં ફૂલ જેવું બાળક ઘડીવારમાં રોગનો ભોગ થઇ જાય છે, કેમકે બાળકની માતા બાળક માંદુ પડે ત્યારે શું કરવું જોઇએ તેથી અજાણ હોય છે ત્યારે તે કશો ઉપાય કરી શકે નહિ. ડાક્ટરને બતાવવામાં વિલંબ થાય તો દાક્તર આવે ત્યાર અગાઉ બાળકના રોગે ઉગ્રરૂપ પકડયું હોય જ. આ ન થવા માટે ને બાળકની માતાઓને જાણીતાં થવા માટે સાધારણ ઘરજાણીતા ઈલાજો આ નાના પુસ્તકમાં દાખલ કર્યા છે.

દેવીના ગરબા ઘણા છે, પણ જેમ ઋષિમુનિઓએ દેવીસ્તુતિ શ્લોક અને રાગોમાં કરી છે; તે પ્રમાણે દેવીમય અંતઃકરણથી કરેલી ગરબીઓ નવરાત્રીમાં લોકોપયોગી થઇ પડે તો કૃતકૃત્ય થવાયું ગણાય.

આ નાના પુસ્તકની સાથે, આ લેખકને પિતાતુલ્ય પોષણ કરી ઉછેરનાર પૂજ્ય પિતા સ્વ. રા. બ. મુકુંદરાયજી મણિરાયજીનું ટુંક જીવન લખી હું તેમના આભારનો બદલો વાળવા સમર્થ થવા કદી ઇચ્છું, તો વિચાર કરતાં એમ લાગે છે કે એ વડીલ માતા સ્વ. લલીતાગૌરી અને સ્વ. રા. બ. પૂજ્ય મુકુંદરાયજીના ઉપકારનો બદલો કોઇપણ રીતે વાળી શકીશ નહિજ. તેમનો અખંડ અને અમિતપ્રેમ અને અમીદ્રષ્ટ હું જીંદગી પર્યંત વિસારી શકીશ નહિ. હું તે દૈવી માતાપિતા માટે ફક્ત " શ્રદ્ધા " રાખી, તેમના ગુણસ્તવન આ પુસ્તકમાં લખી રાખીશ. તેજ મેં તેમની સેવા બજાવી ગણાશે. એમ ધારી તેમનું ટુંક જીવન આ સાથે જોડું છું.

માબાપના કર્તવ્ય વિષે હંમેશાં બાળકો અજાણ હોય છે. તેજ નિયમને અંગે આ જીવન લખાયું છે, એટલે કોઇપણ ખામી હોય તો સ્વર્ગ નિવાસી પૂજ્ય વડીલશ્રી તે માટે મને ક્ષમા આપશે.

# સ્વ. રા. બ. પૂજ્ય પિતાતુલ્ય મુકુંદરાય મણિરાયનું જીવનચરિત્ર.

## પ્રભુપ્રાર્થના.

શાર્દૂલ.

રાખીને મન ઇષ્ટદેવ સમરૂં, વચન ને કર્મથી;
બહુનામી મળવા અંતર મથે, હારી ન જાયે કદી;
દુ:ખોનો હરનાર દેવ સહુનો, રક્ષક કૃપા ધના;
પૂજીને પદ તેહ દેવ ઇશના, જન્માન્તરો ટાળવા. ૧

મૂર્તિ ધર્મની ધારી નિજ હૃદયે, ફંદો વધાવું સદા;
ધર્યાવું શુદ્ધ ભાવભક્તિ હૃદયે, રાખું ન ભેદો કદા;
યજ્ઞોરૂપ પિતાનું ધ્યાન કરતાં, જીવ્હાએ વાસો હજો;
નેહેથી મુજ ભક્તિભાવ અરપું, શાંતિ સદા થજો. ૨

તિર્થો અડસઠ સ્નાન જેવું ફળ છે, રહે હદે દેવ જો;
હોયે નિત્ય અનિત્ય સર્વ જગમાં, એ ઈશ્વરા સેવતો;
જગદીશા જયકારીને વિનવતાં, વિજ્ઞાન પામે ખરે;
નરનારાયણદેવ હરિસુખના, તીર્થોરૂપી છે અરે. ૩

સ્વર્ગનિવાસી રા. રા. રાવબહાદુર મુકુંદરાય મણિરાય, સુરત નિવાસી વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમનો જન્મ સં. ૧૮૮૪ ની સાલમાં સુરત-માંજ થયો હતો. તેમણે તે સમયના અંગ્રેજી, ગુજરાતી, કાયદા વગેરેનું શિક્ષણ સારૂં લીધું હતું. તેમનું અવસાન સં. ૧૯૬૧ માં થયું હતું.

તેઓ શરૂઆતમાં સુરતના પ્રિન્ટિંગ પ્રેસમાં માસિક રૂ. ૧૨) ના પગારથી નોકર રહ્યા હતા. ત્યારબાદ પોતાની વિદ્યાના બળે અંગ્રેજ સરકારની નોકરીમાં જોડાઈ, ફર્સ્ટક્લાસ સબોર્ડીનેટ જડજની ઉંચી પાયરીએ ચઢયા હતા, ને માસિક રૂપીઆ આઠસોના પગારનો હોદ્દો મેળવ્યો હતો. તેમણે પેન્શન લીધું ત્યાંસુધી રૂપીયા આઠસો મળતા.

આ ઉંચો દરજ્જો મળ્યા પછી કોઈએક દુશ્મને તેઓની વિરૂદ્ધ ટીકા કીધી હતી. પણ તેમાં સ્વ. રા. બ. મુકુંદરાયજીને સરકાર તરફથી શાબાશી મળી હતી, ને ન્યુસપેપર 'ગુજરાતી'માં તેઓની પ્રશંસાની કવિતા છપાઈ હતી.

તેમણે નોકરીની શરૂઆતથી તે જીંદગી પર્યંત યશ મેળવ્યો હતો. પેન્શન પર ગયા પછી પણ મ્યુનીસીપાલીટીના ફર્સ્ટકલાસ ઓનરરી મેજીસ્ટ્રેટનું કામ કરવાનું માન મેળવી શક્યા હતા. તેમજ સુરતના મોટા મંદિરમાં મેનેજરનું કામ કરવા સરકાર તરફથી તેમને સોંપવામાં આવ્યું હતું. પ્રમાણિકપણા ઉપર સરકારને પૂરો વિશ્વાસ હતો. તેથી તેમને કાઠીઆવાડના ડે. આ. પોલીટીકલ એજંટનો નામાંકિત હોદ્દો આપ્યો હતો. જે હોદ્દો દેશીઓને અત્યારે પણ મળે છે. આ હોદ્દાનું કામ તેમણે ઘણી ચાલાકીથી કરી અંગ્રેજ સરકારની મેહેરબાની મેળવી હતી અને વઢવાણ કેમ્પમાં પહેલાં વસ્તી હતી નહિ પણ સ્વ. રા. બ. મુકુંદરાયજીએ ત્યાં પોતાનો કેમ્પ નાખ્યો ત્યારથીજ ત્યાં વસ્તી ભરાઈ હતી.

રાજકોટ ગોંડળ વિગેરે આખા કાઠીઆવાડમાં પોતાની કામ કરવાની કારકીર્દીથી તેમનું નામ જાણીતું છે.

તેમની યશસ્વી કારકીર્દીથી અંગ્રેજ સરકારે તેમને રાવ બહાદુરનો ખેતાબ આપ્યો હતો. તેમને સરકાર તરફથી મોટી જગ્યાએ વડોદરામાં મોકલ્યા હતા. મલાવરાવ ગાયકવાડને વડોદરા રાજ્યમાંથી ખસેડવામાં આવ્યા, ત્યારે તેવા ગંભીર સમયે પોતાના જીવને જોખમે સ્વ. રા. બ. મુકુંદરાયજીએ ધૈર્યતાથી ત્યાંના ચીફ જસ્ટિસનું કામ કર્યું હતું તે વખતે તેમને ભારે પગાર મળતો હતો, સ. ૧૯૦૧ માં રાજકર્તા એડવર્ડ ગાદીનશીન થયા ત્યારે દિલ્હી દરબાર વખતે તેમને માજી અમલદાર તરીકે રાજકર્તા તરફથી માન સહિત ચાંદ એનાયત થયો હતો.

સ્વ. રા. બ. મુકુંદરાય મણિરાય અને સ્વ. રા. બ. મુગટરાય મણિરાય બન્ને ભાઈઓમાં સંપ સારો હતો. આ બન્ને ભાઈઓ જીંદગી પર્યંત સંપથી સાથેજ વર્ત્યા હતા. કદી જુદા પડયા ન હતા.

સ્વ. રા. બ. મુકુંદરાયજી પોતાના વડીલ ભાઈનું માન પિતાતુલ્ય સાચવતા. સ્વ. મુગટરાયજી ધરભંગ હોવાથી તેના પુત્ર પુત્રીઓનું પાલન

પોષણ તેમનાં ધર્મપત્ની સ્વ. લલીતાગૌરી કરતાં ને પોતાનાં ફરજંદ માફક હેતથી રાખતાં.

સ્વ. રા. બ. મુકુંદરાયજીને એકજ પુત્રી છે તેમનું નામ ઇંદિરાગૌરી છે તેમણે એક "રીતિ દર્પણ" નામનું પુસ્તક લખી બહાર પાડ્યું છે.

પરમાર્થવૃત્તિ અને સંપ જાળવવાના ઉમદા ગુણોને લીધે તેઓએ પોતાના સગાં સ્નેહી ઉપર તન મન ધનથી ઉપકાર કરી દુનીઆમાં જન્મ સફળ કર્યો છે. પુત્ર નહિ હોવાથી તેમણે પોતાના ભાઇના પુત્રપૌત્રને પોતાનાં સંતાનવત ગણી જીંદગીપર્યંત સાથે રાખ્યાં હતાં. જેવા તેઓ દયાળુ ને પરમાર્થી હતા. તેવાંજ તેમનાં પત્ની સ્વ. લલીતાગૌરી પણ હતાં.

આ બન્નેના સારા સ્વભાવથી કુટુંબમાં સંપ જળવાઇ પરમાર્થ કરવામાં વિઘ્ન આવતું નહિ.

સ્વ. લલીતાગૌરીએ પોતાનાં ભત્રીજાંઓને ઘણા હેતથી રાખ્યાં તેમાં તેમણે પોતાના હૈયામાંથી દૂધ ઉતારવા સુધીનું યત્ન કીધું, ને તેમાં તેમના ઉપર ઇશ્વરની કૃપા ઉતરી દૂધ આવતું થયું, ને પોતાની ભત્રીજી જેને તેની માતાએ દોઢ વર્ષનીજ મુકી હતી તેને ઉછેરી મોટી કરવા શક્તિમાન થયાં. આવાં દેવી સમાન માતાનો લાભ કોઇકજ બાળકી લઈ શકે છે; તેમ ખરેજ તેના ઋણમાંથી મુક્ત થવા સમર્થ નથી.

સ્વ. રા. બ. મુકુંદરાયજી કોર્ટનું કામ કરી બેસી રહેતા નહિ, કોઇપણ ખાનગી બાબતનું સમાધાન કરવું હોય તો તે પણ બન્ને પક્ષને સંતોષકારક નીવડી બન્ને પક્ષ સંતોષ પામે તેવી રીતે સમાધાન કરી આપતા. તેમજ કોઇને પૈસાનું કરજ થયું હોય તો તેને પોતાનું ઋણ સરળતાથી પતાવી દે તેવો નિયમ બાંધી આપતા ને તેમની સલાહથી ચાલનારા ઋણમુક્ત થતા.

તેમના વિચારશીલ ગુણથી લોકપ્રિય થયાહતા. જેમ સરકાર તરફથી માન પામ્યા હતા. તેમજ સ્વજ્ઞાતિના લોકોમાં પણ માનવંત હતા. તેઓ એક દૈવી શક્તિવાળા પુરુષ હતા, અભિમાન રહીત, લોભ રહિત, પરમાર્થ વૃત્તિ, દયા, ને સાત્વિક વૃત્તિ આ સર્વ શુભ ગુણોએ

તેઓ અલંકૃત હતા તેથી તેઓ તેમની જીંદગી પર્યંત પરમાર્થનાં સારાં કામો કરી શક્યા હતા. આથી તેમનું અમર નામ રહી શક્યું છે.

ગાયનનો પણ ઘણો શોખ હતો. તેથી ગવૈયાઓને પણ તેમની પાસેથી સારી કમાઈ થતી. વળી આસ્તિક હોવાથી તેમની પાસે વેદાંતીઓ વેદ ભણી દ્રવ્યની આશા રાખતા. તેવા આશ્રિતો પણ તેમની પાસેથી ખાલી હાથે જતા નહિ.

સ્વ. રા. બ. મુકુંદરાયજીને સાહિત્ય ઉપર પ્રેમ હોવાથી પોતે કવિતા પણ કરતા. તેમણે રીતિદર્પણમાં પોતાના કરેલા ગરબા છપાવ્યા છે. આ ગરબો સાતમો અને આઠમો માતાની સ્તુતિ અને સુદામાજીનો છે. તેમનું જીવન ઘણુંજ ઉચ્ચ હતું, ને તેમના કાર્યક્રમનું યથાવિધિ વર્ણન કરતાં એક પુસ્તક થઈ શકે તેમ છે, પણ તેવી શક્તિ નહિ હોવાથી થોડા ગુણોનું વર્ણન કરી આ તેમનું પવિત્ર જીવન લખી તેમના પવિત્ર ને અમર આત્માને અર્પણ કરું છું.

શ્રી કૃપાળુ ઈશ્વર સ્વ. રા. બ. મુકુંદરાયજીને અક્ષય ધામ આપો એજ પ્રાર્થના છે.

દોહરો.

હૃદય દ્રવે અશ્રુ સ્રવે, ગુણની ગાથા ગાઈ;
જન્મ્યું નિશ્ચય જાય છે, અમર ન અવની માંહી.

સત્કર્મોથી રહે સદા, અમર નામ અખંડ;
ધન્ય દેહ મનુષ્યની, પ્રસન્ન શ્રી ભગવંત.

અમર નામ રહે સદા, ખરૂં અમરપદ એહ;
હરિસુખ કહે ધન ધન છે, પરમારથ જે દેહ.

સંઘાડીઆવાડ.
સુરત.
સં. ૧૯૭૬ જન્માષ્ટમી.

સ્વ. માતાપિતાની ઋણી પુત્રી
હરિસુખ.



॥ શ્રીગણેશાયનમઃ ॥

માતાજીના [illegible]

## શ્રી કનકેશ્વરી દેવીની સ્તુતિ.

(" ચાલો સાહેલી ચાલો સાહેલી ")—એ રાગમાં.

જય જય અંબે જય જય અંબે,
કનકેશ્વરીને, તન મન અર્પીને નમીએ.
કુળની દેવી, અખંડ સેવી, પ્રસન કરી વર મેળવીએ;
કરુણાસાગરી કનકેશ્વરીને, ચરણ નમી પ્રસન્ન કરીએ.
જય જય અંબે૦

## શ્રીદેવીની આરતી.

જય દેવી જય દેવી, જય કનકેશ્વરી મા, જય કનકેશ્વરીમા.
નમી નમીને કરીએ (૨) ચરણોની સેવા. જય દેવી.

આદ્ય શક્તિ તું આપ, મહીતલમાં વ્યાપી (૨)
વનમાં જનના મનમાં (૨) રહી તું સ્થિર સ્થાપી. જય દેવી૦

કનકવર્ણની કાયા, માયા વિસ્તારી (૨)
શ્વેતાંબર ધરનારી (૨) યોગીની બ્રહ્માણી. જય દેવી૦

તું પૃથ્વી જળ તેજ સૂર્ય અને વાયુ (૨)
તુજ વિદ્યુત શક્તિએ (૨) નભ મંડળ છાયું. જય દેવી૦

કરી હંસ ભયભીત, આકાશે વ્યાપ્યાં (૨)
ચાર ભુજા ત્રિનેત્રે, (૨) દર્શન તેં આપ્યાં. જય દેવી૦

સહસ્રાક્ષી સહસ્ર, પાદ છે સહસ્ર હાથો (૨)
વિરાટ રૂપે વિશ્વે (૨) જળ સ્થળમાં વ્યાપો. જય દેવી૦

શંખ ચક્ર હાથે છે, ફરસી કર ધારી (૨)
ત્રિશુળ ગદા તરવારો, (૨) રહી ધનુષ ધારી. જય દેવી૦

કર કંકણની શોભા, નથની છે નાકે (૨)
રમઝમ રમઝમ નૂપુર (૨) મુગટ ધર્યો માથે. જય દેવી૦

દૈત્યવિદારક માત, તારક ત્રિભુવનની (૨)
નમી નમી શરણે રહીએ (૨) આશ પુરો મનની જય દેવી૦

તુજ સેવામૃત પીતાં, ભવ ભીડ સહુ જાએ (૨)
મંગળપદને પામી (૨) હરિસુખ શિરનામે જય દેવી૦

## પૂજા વખતે ગાવાનું.

શ્રી ગણપતિ અંબા પૂજો રે, મન ભાવ ધરી,
માની પૂજા મીઠી મેવા રે, મન ભાવ ધરી.
ભક્તો જન પૂજન આવે રે, મન ભાવ ધરી;
રહી ચરણે શીશ નમાવે રે, મન ભાવ ધરી.
મા અખંડ સુખને આપો રે, મન ભાવ ધરી,
આશિષનો કર શિર સ્થાપો રે. મન ભાવ ધરી,
આયુષ દિનમણિ સમ આપો રે, મન ભાવ ધરી.
સંકટ ભક્તોનાં કાપો રે, મન ભાવ ધરી,
માની પિત્તળ ઘંટા વાગે રે, મન ભાવ ધરી.
નમી નમીને પાએ લાગે રે, મન ભાવ ધરી;
મા આરતી ઊતારૂં તારી રે, મન ભાવ ધરી.
સુખ દો સૌભાગ્ય વધારી રે; મન ભાવ ધરી,
હરિસુખ નિરંતર યાચે રે, મન ભાવ ધરી;
ત્રિપુરારિ તારો માગે રે, મન ભાવ ધરી.

## વધામણા વખતે ગાવાનું.

(સુભદ્રા સંદેશોરે કાવે)—એ રાગ.

આજે વધાવું શ્રી અંબા આઇ, માને આંગણે આનંદ ગાઈ,
મારા સંકટે આવ્યાં શ્રી ધાઈ, અમી છાંટ નાખજે જગદંબા.

દેવી નવ ખંડ તારો વાસ, મારે અંતરે તારો પ્રકાશ;
વસે ભક્ત જનોની તું પાસ, અમી છાંટ નાખજે જગદંબા.

દેવી તેજ તારાના પ્રકાશે, મારા અંતરપટના અવાસે,
શાન્તિ દર્શનથી દુઃખ નાસે, અમો છાંટ નાખજે જગદંબા.

દેવો માટે દેવી શ્રમ લીધો, રહી વિંધ્યાચળે તપ કીધો.
શુંભ નિશુંભને દંડ દીધો, અમો છાંટ નાખજે જગદંબા;

માર્યો મહિષાસુરને માતા, તારા ગુણની ગવાઈ ગાથા,
વેદ ગ્રંથીમાં શ્રી વિણા વાતા, અમી છાંટ નાખજે જગદંબા,

તારાં નામને કામ અનેક, અંબા જાળવે ભક્તનો ટેક,
તારી કરૂણા છે દેવી અનેક, અમી છાંટ નાખજો જગદંબા.

તું છે શાકંબરી શૈલ બાળા, બ્રહ્મચારિણી રૂદ્રાણી જવાળા;
તારા નામની હું જપું માળા, અમી છાંટ નાંખજો જગદંબા.

વિંધ્યવાસીની અંબા ભવાની, સહસ્ર ભૂજાળી તું માત કાળી;
માતા બૌચરાજી તું બીરૂદાળી, અમી છાંટ નાખજો જગદંબા.

સિંહ વાહની તું સમસંગી, ભદ્રકાળી અને તું સતાક્ષી,
દેવી કાત્યાયની તું પદ્માક્ષી, અમી છાંટ નાખજો જગદંબા.

તું છે જયા ને વિજયા દેવી, સુભદ્રા પારવતી દેવી,
બ્રહ્મા વિષ્ણુએ છે તને સેવી, અમી છાંટ નાખજો જગદંબા.

સેવું સર્વ રૂપે તને માત, રહેજો સનિધ ને સાક્ષાત,
ગણો રંક તમારી છું દાસ. અમી છાંટ નાખજો જગદંબા.

તને સેવે સૌભાગ્યની વૃદ્ધિ, તારી સેવા કરે સમૃદ્ધિ;
દેવી કરે તું વંશની વૃદ્ધિ, અમી છાંટ નાખજો જગદંબા.

તારી શક્તિ છે દેવી અનેક, તારાં કાર્ય અગણિત અનેક,
બધાં વર્ણવા નથી વિવેક, અમી છાંટ નાખજો જગદંબા.

કામ ક્રોધ તે તારા છે દાસ, આવે નહિ તુજ ભક્તની પાસ,
પામે અખંડ આનંદ ઉલ્લાસ, અમી છાંટ નાખજો જગદંબા.

વધે આયુષ અને બળ બુદ્ધિ, થાએ અંતરમાં માતા શુદ્ધિ;
તારા શરણથી યોગની સિદ્ધિ, અમી છાંટ નાખજો જગદંબા.

જેવી સાહ્ય તેં દેવોને કીધી, તેવી સાહ્ય દેવી મને દીધી;
મારી સંભાળ અંબા તેં લીધી, અમી છાંટ નાખજો જગદંબા.

શિરછત્ર અવિચળ રાખો, સુખ સૌભાગ્ય અખંડ આપો;
દેવી કંકુના ચાંલા સ્થાપો, અમી છાંટ નાખજો જગદંબા.

હરિસુખ નમી નમી યાચે, ભક્તિ મુક્તિ અખંડ સુખ માગે;
અંબા મંગળ કર શિર સ્થાપે, અમી છાંટ નાખજો જગદંબા.

## પૂજા કરી રહ્યા પછી ગાવાનું.

અંબા ભવાની માત, પૂજીને પાછા ફર્યાં રે,
પૂજી માત દેવી સાક્ષાત. આશિર્વાદો ઉતર્યા રે.
સૃષ્ટિ નમે તુજ પાય, શાન્તિ ને કાન્તિ વધારજો રે,
ધર્મની વૃદ્ધિ દો માય, અવિચળ હરિસુખ આપજો રે.

### ગરબી ૧.

( પડવાની પણ પ્રીત પડવે ભૂલી રે ) એ રાગ.

ગરવા ગણપતિ દેવની શ્રી માતા રે;
ભવાની અંબે માત ગુણ સહુ ગાતાં રે. ૧
ગિરિ તનયા ગુણ તાહરા ગાવાના રે;
સુબુદ્ધિ અમને આપ સફળ થાવાને રે. ૨
તું વૈષ્ણવી બ્રહ્માણી ને રૂદ્રાણી રે;
તપ કીધો કારણ માટ મહેશ્વરી કાળી રે. ૩
દેવોના દુઃખ ટાળવા થઇ શૂરી રે;
કરી વાઘ સવારી આપ તેં ત્રિપુરારિ રે. ૪
નવ ખંડ પૃથ્વી માહિં દૈત્યને માર્યા રે;
કાઢી દૈત્ય નિકંદન માત, મુનિએ તાર્યા રે. ૫
હરિસુખની ઝાલી બાંહ્ય, ભવથી તારો રે;
તમ મંગળ કર મુજ શિર, અંબા ધારો રે. ૬

### ગરબી ૨.

(ધન્ય અંબારે આરાસુર પટરાણી ) એ રાગ.

જગદંબા રે દીન તણી તું દાતા;
સૃષ્ટિની તું છે વિધાતા, તુંજ ગુણની રે વેદો ગાથા ગાતા.
બ્રહ્માણી સુખની શાતા.
ભક્ત વત્સલ સુખની દાતા રે, ત્રિભૂવનની તું છે માતા રે;
છે માતા ત્રાતા ભ્રાતા રે.
આદ્ય શક્તિ રે ભક્ત જનો ગુણ ગાતા;
સૃષ્ટિની તું છે વિધાતા. ૧

તુજ સેવા રે મીઠા મેવા થાતા,
દેવી ગુણની ગાથા ગાતા.
તુજ નામે સિંધુ તરાતા રે,
ત્રિપુરારિ સુખની શાતા રે, ભક્તિરસ અમૃત દાતા રે;
તેં તાર્યાં રે, સુર અસુરને માતા, સૃષ્ટિની તું છે વિધાતા. ૨

મહા માયા રે અગણિત ગુણ ન ગણાતા, તુજ શરણે ભક્તો જાતા;
દેવી અખંડ આનંદ દાતારે.
વેદ વખાણીને ગુણ ગાતા રે, અંતર જ્યોતિ પ્રગટાતાં રે;
મૂઢ મતિના રે વેદની વીણા ગાતા, સૃષ્ટિની તું છે વિધાતા. ૩

મહા તપમાં રે, સુર મુનિવર સ્થિર થાતા, તુજ દર્શન કષ્ટે થાતાં.
મને શરણું તારૂં થાતાં રે,
દુઃખ દાવાનળ વહી જાતાં રે;
હું રંકની વહારે ધાતાં રે,
સુભાગી રે શિર મંગળ કર થાતાં, સૃષ્ટિની તું છે વિધાતા. ૪

હરિસુખની રે અંતર ધામની માતા,
રિદ્ધિ બુદ્ધિ સૌભાગ્યની દાતા.
તું શક્તિ મુક્તિ શાતા રે,
કરૂણા દ્રષ્ટિની દાતા રે;
વિઘ્નો સર્વે પળાતાં રે,
કર ઝાલી રે તાર સંસાર સરિતા, સૃષ્ટિની તું છે વિધાતા. ૫

## ગરબી ૩.

(સખી પડવે તે પંથે ચાલ્યા રે ) એ રાગ.

આદ્ય શક્તિ તું અંબા આઇ રે,
રહું ચરણકમળ ગુણ ગાઇ રે,
મારી સેવા સ્વીકારજે આઇ, ભજું ભવતારણી ભવાની રે. ૧
લીધો સૃષ્ટીને કારણ જન્મ રે,
જ્યોતિ રૂપે યશોદાને ધામ રે,
કંસ કંપાવી ગઇ ગગન, ભજું ભવતારણી ભવાની રે. ૨

શંખ ચક્ર છે તારે હાથે રે,
વીણા ધારી તું વેદની માતા રે,
ચાર ભૂજા દર્શન દઇ શાક્ષાત, ભજું ભવતારણી ભવાની રે. ૩

કર કંકણ સુંદર ખળકે રે,
ચંદ્ર બિંબ મુખાકૃતિ ઝળકે રે,
નાકે નથનીનું મોતી લળકે, ભજું ભવતારણી ભવાની રે. ૪

તું છે બ્રહ્માણી રૂદ્રાણી રે,
તું છે કાળિકા કલ્યાણી રે,
મહિષમર્દની તું ભદ્રકાળી, ભજું ભવતારણી ભવાની રે. ૫

હીમગિરિ કાત્યાયની માત રે,
તપ આદર્યાં દેવોને માટ રે,
કીધો અસુર તણો તેં વિનાશ, ભજું ભવતારણી ભવાની રે. ૬

નવ દુર્ગા થઇ તું સાક્ષાત રે,
દૈત્ય રૂધિર પીધું તેં અમાપ રે;
ટાળ્યો દેવો તણો પરિતાપ, ભજું ભવતારણી ભવાની રે. ૭

હરિસુખના અંતરમાં વસજો રે,
ખટ રીપુઓને તમે હણજો રે,
ત્રિશળ ધારી કૃતારથ કરજો, ભજું ભવતારણી ભવાની રે. ૮

## ગરબી ૪.

( મા પાવાતે ગઢથી ઉતર્યાં મહાકાળી રે,)—એ રાગ.

પાવાતે ગઢની કાળિકા કલ્યાણી રે,
બહુચરનો ચુંવાળ વાસ, તું બીરૂદાળી રે,
ચાંપાનેર વસાવીયું મહાકાળી રે;
રાજાને દીધો શાપ, તેં કલ્યાણી રે;
મહિષાસુરને મારીયો કલ્યાણી રે;
માર્યો વળી શુંભ નિશુંભ, તું બિરૂદાળી રે.
સહસ્ર ભૂજાળી માત તું કલ્યાણી રે;
તારી રક્ત જીભ વિકાળ, તું બીરૂદાળી રે.

નવ ખંડે તુજ વાસ છે, કલ્યાણી રે;
લીધાં તેં જુજવાં રૂપ તું, બીરૂદાળી રે.
એક અખંડાનંદ તું, કલ્યાણી રે;
આ સૃષ્ટિનો આધાર, તું બીરૂદાળી રે.
મહા માયા તુજ શક્તિએ કલ્યાણી રે;
મોહ્યા છે જીવો અપાર, તું બીરૂદાળી રે.
ભમી રહ્યા ભ્રમણા થકી કલ્યાણી રે
પામે નહિ તારો પાર, તું બીરૂદાળી રે.
લહેરી અંબા તું બની કલ્યાણી રે;
ભક્તિ વશ થઇને માત, તું બીરૂદાળી રે.
ભવ સાગરની તારણી કલ્યાણી રે;
હરિસુખની તું સાક્ષાત, તું બીરૂદાળી રે.

## ગરબી ૫.

( અલબેલીરે અંબે માત જોવાને જઇએ—એ રાગ. )

સાહેલીરે આશ્વિન માસ, સુભાગી સારો,
નવચંડી પૂજન માટ, સુભાગી સારો.
નવરાત્રીમાં નવ ચંડિકા પૂજન અર્ચન કરજો રે,
સત્ય શિયળ શૂરાતન અંતર એ દેવીનું ધરજો;
સુભાગી સારો. ૧.

મહાદેવીએ નવરાત્રીમાં શુંભ નિશુંભને માર્યા રે
અનેક દૈત્યો દૂર કરી દેવોના દુઃખ નિવાર્યા;
સુભાગી સારો. ૨

એવી નવદૂર્ગાની મૂર્તિ અંતરમાં સખી ધારો રે,
પ્રેમ પ્રકાશ શુદ્ધ હૃદયે પાડી, અનંત ઉજાસ ઉતારો;
સુભાગી સારો. ૩

કામ ક્રોધને મોહ મમત સમ, શતરૂને હણવાને રે,
શુરાતન સખી અંતર ધરજો મન મિત્રને વશ કરવાને;
સુભાગી સારો. ૪

સૌભાગી શીલવંતી નારી તે દેવીનો અવતાર રે,
નીતિ નિયમના ધર્મ ધરીને તારે તરે સંસાર;
સુભાગી સારો. ૫

ભવતારણુ ભવાની અંબા ભગવતી ગુણુ ધરજો રે,
નવરાત્રી પૂજન સ્વીકારી સદ્‌ગુણુ નવાણુ ભરજો;
સુભાગી સારો. ૬

અંતર શુદ્ધિ વિમળ બુદ્ધિ સત્ય શિયળ શમદમમાંરે,
પરમાર્થો કરવા રહી તત્પર રહો શક્તિ ભૂવનમાં;
સુભાગી સારો. ૭

સોળ સખીનો સાથ સંપથી, નવચંડીએ રાખ્યો રે,
દૈત્ય વિદારી દુઃખ નિવારી પૃથ્વી ભાર ઉતાર્યો;
સુભાગી સારો. ૮

તેમજ આ સૃષ્ટિમાં બેનો, સંપથી વૃદ્ધિ કરજો રે,
સખીમંડળમાં સંપ પસારી સ્નેહ સરિતા કરજો;
સુભાગી સારો. ૯

વશીકરણુ એ વિદ્યા શીખો પરમારથ કરવાને રે,
સૃષ્ટિનું સૌંદર્ય એ મોટું ભવસિંધુ તરવાને;
સુભાગી સારો. ૧૦

એજ ધર્મ અને એજ કર્મથી આદ્યશક્તિ વશ કરજો રે,
હરિસુખની દેવી આરાધી ભવસાગરમાં તરજો;
સુભાગી સારો. ૧૧

## ગરબી ૬.

( રૂડાં ગરબે રમે તે માતા અંબીકા જો—એ રાગ. )

કરુણાસિંધુ કૃપાળુ માત અંબિકા જો,
અમે ચરણકમળ રહી વંદતાં જો. કરુણાસિંધુ.

માતા આશ્વિન માસ રળીઆમણો જો,
ગરબે રમવાનો દીન સોહામણો જો. કરુણાસિંધુ.

રહે નવખંડ પૃથ્વી ઉમંગમાં જો,
તારા પૂજનેથી સૃષ્ટિ આનંદમાં જો. કરૂણાસિંધુ.
તારા મંદિરે કસ્તુરી બ્હેકતી જો,
અગર ચંદન કેસુડાં ને માલતી જો. કરૂણાસિંધુ.
માને કંઠે કમળની માળા ધરી જો;
અંબા આઇ તેં સિંહની સ્વારી કરી જો. કરૂણાસિંધુ
રમે જમે પૂજાય નવે નોરતાં જો,
હરિસુખને અંતર એ દર્શન થતાં જો. કરૂણાસિંધુ.

## ગરબી ૭.

( આજ મારી આઠેમ રંગ ભરી રે—એ રાગ. )

આઠેમ ઉત્સવ આવીયો રે દેવી પૂજન કરવા જાઉં,
શક્તિ સેવાની આ અષ્ટમી રે, પાય લાગી કૃતારથ થાઉં.
નમી નમી માત વિનવું રે, મારે અંતરમંદિરે આવ,
શક્તિ તારી સર્વાંગમાં રે, મહાદેવી તું પસરાવ.
યજ્ઞ કરૂં તનકુંડમાં રે, આવી આરાસુરી સ્વીકાર,
રસઇન્દ્રિ વ્રત ધારથી રે, કરૂં જ્ઞાનઅગ્નિ પ્રકાશ.
મોહ મમત મદ ગર્વની રે, આપું આહુતી તનકુંડ માંહ્ય.
કામ ને ક્રોધ બે રાક્ષસો રે, દેવી એથી દૂર પળાય.
શ્રીફળ આ મારૂં શિરછે રે, બે હાથે આપું તું સ્વીકાર,
આઠમનો યજ્ઞ એ કરૂં રે, ધૂપ દીપ તે આ નમસ્કાર.
સત્વ અને રજ તમના રે, માતા પુષ્પો વધાવું અપાર,
સર્વાંગનો તું સ્વીકારજે રે, દેવી મમ તણો ઉપહાર.
ત્રિવિધ તાપને ટાળજે રે, માતા વાળજે સેવામાં મન,
જન્મ મરણ ભય ટાળજો રે, વસો હરિસુખને તન–મન.

## ગરબી ૮.

( ઉઠો બેની સાહેલડી રે સૌ ગરબા ગાઇએ—એ રાગ. )

નવરાત્રી નવ નોરતાં રે મા રમવા આવો. હાંહાંરે મા રમવા આવો,
ટોળ સખીઓ સાથમાં રે, સહુ ગરબા ગાઓ. હાંહાંરે મા.

પાવાતેગઢથી ઉતરી મહાકાળી આવ્યાં, હાંહાંરે મહા.
અંબાને બેચરા બેનડી સહુ સાથે લાવ્યાં, હાંહાંરે સહુ.
તુલજા ત્રિવેણી વિજ્યા જયા ને ગૌરી, હાંહાંરે જયા.
આશાપૂરી અલબેલડી ભવાની ભોળી, હાંહાંરે ભવાની.
રમે જમે છે નોરતાં, નવરાત્રી રૂડી, હાંહાંરે નવરાત્રી.
થનગન થનગન નાચતાં મા ઝાંઝર ઝમકે, હાંહાંરે મા.
કર કંકણુ કટી મેખળા, ઘુઘરીઓ ઘમકે, હાંહાંરે.
મોરલી લીધી હાથમાં રે મા મધુરી વાગે, હાંહાંરે મા.
દેવો સહુ જોવા મળ્યા મોહ્યા શ્રી નાદે, હાંહાંરે.
બ્રહ્માણી બ્રહ્મજ્ઞાનથી ઉગારો અમને, હાંહાંરે ઉગારો.
જન્મની ભીતિ ટાળજો હરિસુખ લો ચરણે, હાંહાંરે
નમી નમીને વિનવે મા રાખો શરણે, હાંહાંરે.

## ગરબી ૯.

(ધન્ય અંબા રે આરાસુર પટરાણી)—એ રાગ.

ધન્ય અંબારે તારો આશ્રય આજે, માએ ગરબો લીધો માથે;
રમે નવરાત્રી મહા માયારે, કંચનવરણી છે કાયા રે,
ત્રિભુવનમાં રે તેજની રશ્મી વ્યાપે, માએ ગરબો.
પહેરી નવરંગી ઘરચોળાં રે, ચોસઠ દેવીના ટોળાં રે,
ગાજી રહીરે પૃથ્વી ઘુઘરી નાદે. માએ ગરબો.
રમે જમે મા ખપ્પર ધારી રે, દુષ્ટોને તું સંહારી રે,
ભક્તોને રે આશિષ કર દઇ માથે. માએ ગરબો.
માતા સમ દમ જ્ઞાનની દાતારે, હરિસુખની શક્તિ વિધાતા રે,
ત્રિયળને રે સત્ય માર્ગ તું સ્થાપે. માએ ગરબો.

## ગરબી ૧૦.

( પાવાતે ગઢથી ઉતર્યાં—એ રાગ )

ગરબો ગાવાને નિસર્યો ભવાની રે
માએ સજ્યા સોળ શણગાર, જાઉં બલિહારી રે;

નાકે નથની શોભતી ભવાની રે,
માને ઝાંઝરનો ઝમકાર, જાઉં બલિહારી રે.
કર કંકણુ કાને કડી ભવાની રે,
માને માથે ઉત્તમ મોર, જાઉં બલિહારી રે.
માનું ભાલ વિશાળ સોહામણું ભવાની રે,
છે ચાંદલીયો પ્રકાશ, જાઉં બલિહારી રે.
મા ચંદ્રબિંબ સમ કાન્તિએ ભવાની રે,
કર્યો ત્રિભુવન માંહી પ્રકાશ, જાઉં બલિહારી રે.
મા તેજ ઉજાસ સહુ જ્ઞાનનો ભવાની રે,
હરિસુખને અંતર સ્થાપ, જાઉં બલીહારી રે.

## ગરબી ૧૧.

( પડવે પડીયાં શું મહારાજ—એ રાગ. )

પડવે પહેલું છે નવરાત, બીજે બહુ વર્ત્યો આનંદ,
ગરબે રમવા આવો માત.
ત્રિજે ત્રિપુરારિ દર્શન, ચોથે ચાર ભુજાળી આપ,
ગરબે રમવા આવો માત.
પાંચમે માર્યો મહિષાસુર, છઠે સહસ્ર ભુજાળી આપ,
ગરબે રમવા આવો માત.
સાતમે શોણિત પીધું માત, આઠમે અષ્ટ ભુજાળી માત,
ગરબે રમવા આવો માત.
નોમે નવચંડી થઈ આપ, દસમે દશ ભુજાળી માત,
ગરબે રમવાં આવો માત.
ઉત્તમ એકાદશીના રૂપ, દેવી લીધાં તેં અનુપ.
ગરબે રમવા આવો માત.
બારસે બીરદ પાળીયું માત, તેરસે ટાળ્યા તન સંતાપ,
ગરબે રમવા આવો માત.
ચૌદસે ચરણકમળની દાસ, પૂનેમે હરિસુખ પામી પ્રસાદ,
ગરબે રમવા આવો માત.

## ગરબી ૧૨.

( કારતક માસે કહું—એ રાગ. )

રવિવારે રન્યા દેવ રાંદેલ દેવી રે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ જેણે સેવી રે.
મા સોમે સોમ સ્વરૂપ, શાન્તિ દાતા રે,
તુજ મહિમાના ગુણ ગાય, નિત્ય વિધાતા રે.
મા ભોમે ભક્તિ તારી, જે જન કરશે રે;
અંતરમાં પ્રગટી જ્ઞાન, તિમિર ટળશે રે.
મા બુધે બુદ્ધિદાન દો સેવકને રે;
ટળે જન્મ મરણ ભવ દુઃખ સુખ યાચકને રે.
મા ગુરુવાર ગૌરીનું પૂજન કરીએ રે;
તન મન રાખીને શુદ્ધ ધ્યાનજ ધરીએ રે.
મા શુક્રવાર શક્તિની રૂપે સમરૂં રે;
નવ દુર્ગા દેવી આપ દર્શન ગરવું રે.
મા શનિવાર શુભ દીન અંજના તનનો રે;
હરિસુખના તારણ માત, લાભ સેવનનો રે.

## ગરબી ૧૩.

( પૂનેમ ચાંદની) એ રાગ.

આજે ઉગ્યો રૂડો આકાશે છે ચંદ્રમા રે,
કેવી શોભે સારી શરદ પુનેમની રાત,
ગરબે રમવાને શક્તિઓ સાથે મળી રે,
માતા અંબિકા ને બેચરા બે બેનડી રે,
સાથે કાળિકા ને ચામુંડા માત,
ભદ્રકાળી ને ભવાની સાથે આવીયાં રે.
સપ્ત સીંગી ને કાત્યાયની કમળાસની રે,
સરસ્વતીને સાવિત્રી માત;
આદ્યશક્તિ માત ઇશ્વરી ભૂજા ઘણી રે.

દસ ભૂજા માતા રક્ત દાંત દેવી તણા રે,
ત્રણ નેત્રો જેની શોભા છે અપાર;
જગમગ જ્યોતિ મુખની શોભા સુંદર લાગતી રે.
કો છે અષ્ટ ભૂજાળી, કોને ચાર ભૂજા દીસે રે,
કો ને સોળ ભૂજાને અષ્ટોતર શત હાથ,
સહસ્ર ભૂજાએ શોભા ભવ્ય દીસે ભવાનીમા રે;
ચોસઠ જોગણીના રૂપો દીસે જુજવાં રે,
પૂજી જુજવા જુજવા રાજેશ્રી એ માત,
ઋષિ મુની પૂજે પૂજે સૃષ્ટિના જનો રે,
દેવો માટે દૈત્યો સંહારા શ્રમ વેઠીયો રે,
આજે ઉમંગ ને ઉત્સવે ગીત ગાય,
રૂમઝુમ ઝાંઝર નુપૂર સારંગીનો સૂર છે રે,
રૂડી સુંદર રાત્રી શરદ પૂનેમની શોભતી રે,
દૈવી તેજ ઉજાસે દેવીથી અધિક,
મુક્તા માણેકની ઉત્પતિ છે આજ દિને રે.
સપ્ત સતીના દર્શન નવરાત્રીમાં જે કરે રે,
પૂજે સેવે તેના દારીદ્રો દુર થાય;
એવી દેવી સેવી હરિસુખ શાન્તી પામવી રે.

## ગરબી ૧૪.

( આઠ કુવા ને નવ વાવડી રે લોલ.) એ રાગ.

જ્વાળા મુખી ને નવ ચંડિકા રે લોલ,
લઈ લઇ જુજવાં રૂપ રમે નોરતાં રે લોલ
પૂજાય નવખંડ પૃથ્વીમાં રે લોલ. ૧
પાવાતે ગઢની કાળિકા રે લોલ,
આરાસુરી અંબામાત, વિંધ્ય વાસની રે લોલ,
વિંધ્યાચળે તપ આદર્યો રે લોલ. ૨
બૌચરા વસે ચુંવાળમાં રે લોલ,
કાત્યાયની હિમગિરી વાસ, એના દર્શને રે લોલ;
તાપ પાપ પીડા પરહરે રે લોલ. ૩

અંબાઇ ને અન્નપૂરણા રે લોલ,
આરતી આશાપૂરી માત, સાથ શોભતાં રે લોલ.
સુર અસુરને હરાવીયા રે લોલ. ૪
શ્વેતાંબરી શાકંબરી રે લોલ;
જૂજવે જૂજવે દેશ, વસે વિશ્વમાં રે લોલ,
બુદ્ધિદાતા સહુમાં વસી રે લોલ. ૫
અખંડ આનંદ રૂપ શ્રીનાં રે લોલ,
પૂજ્યાથી આનંદ લહેર, હરિસુખને રે લોલ,
જ્યોતિ રૂપે શ્રી અંતર વસ્યાં રે લોલ. ૬

## ગરબી ૧૫.

( ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ ) એ રાગ.

ચાલો સખીઓ રમો રાસમાં રે લોલ,
રૂડા વસંત તણા દિન રમે રાધિકા રે લોલ,
ગાન તાન રંગ ગુલતાનમાં રે લોલ. ૧
સોળસેં ગોપીનો નાથ કાનજી રે લોલ,
સુખ કરે મોરલીનો નાદ, સાથ સુર સૌ રે લોલ.
હેતને હિંચોળે હીંચાવતાં રે લોલ, ૨
મોરલી વાગી તે મધુવનમાં રે લોલ,
વિના ઋતુએ વસંત ખીલી વનમાં રે લોલ.
સાન ભાન ગોપીઓ ભૂલી ગઈ રે લોલ. ૩
ઘેલી બની શ્રી ગોવિંદમાં રે લોલ,
સોળસેં મળીને સાથ વન વાટ લઇ રે લોલ,
મોહન મળવા નિસરી રે લોલ. ૪
આવી ઉભી તે મધુવનમાં રે લોલ,
જોઈ રહી કૃષ્ણનું સુખ સુખ ઉપજ્યું રે લોલ.
અંતર્યામીને ઓળખ્યા રે લોલ. ૫
ત્રિવિધ તાપ તો ટળી ગયા રે લોલ.
છુટયા છે ભવોના બંધ ગ્રંથ જ્ઞાનનો રે લોલ,
અંતર પેટી એ ઉતારીયો રે લોલ. ૬

અખંડાનંદ હરિ ! સુખના રે લોલ,
ગોપીકા પામી અનંત ખંત રાખજો રે લોલ.
પ્રેમે પ્રભુ પદ પામવા રે લોલ. ૭

## ગરબી ૧૬.

( શીખ સાસુજી દે છે રે ) એ રાગ.

આજે આનંદ એનો રે હોંસે ફુલડાં વીણો.
ગુથી હાર રસીલો રે સુવાસ તણી એણો.
કર પલ્લવે રાખીરે, નમો મહાદેવીને,
સોહાવો શ્રી કંઠે રે, પુરો પ્રેમ આણીને. આજે૦

ગીતા ગાથા ગાય છે, શક્તિ દેવ સ્વરૂપ;
વિના શ્રમે પૂજન મળ્યું, શક્તિ મહા સતી રૂપ.
નીતિનિયમ શિવજીના રે ફુલડીયાં છે માળામાં,
ભક્તિભાવ પ્રકાશે રે, સુગુણ તણા વાળામાં.
સ્વચ્છતા તણા મોતિ રે, ગાંઠે ગાંઠે ગંઠીને.
શોભાવો સહુણી રે, અલૌકિક કંઠીને આજે૦

મહાદેવીના અંગનો, એહ સકળ શણગાર.
એનો એહ પ્રસાદીનો, તમે ધરો ઉપહાર.
એનો પાય નમીને રે પ્રભુજીને વિનતિ કરો.
સહુ નારીના શિરે રે, સતી તણું તાજ ધરો;
થાઓ પ્રસન્ન શ્રી દેવી રે, કરે સ્વચ્છ અબળા તનુ,
યશ લક્ષ્મી શિવજીના રે, શણગારોથી શોભે ઘણું. આજે૦

કામ ક્રોધ ને મોહનો, અંતરથી કરી ત્યાગ.
જ્ઞાન માર્ગ ને નિયમના, અબળાઓ ધરે તાજ.
એની પ્રેમે વધાવો રે, આકાશેથી દેવ હસે.
તમ ભક્તિના પુણ્યો રે, હરિસુખ દેવ વસે.
જુઓ અપ્સરા નાચે રે, દેવાંગના ગાન કરે.
ઋષિ મુનિને ગંધર્વો રે, વેદોની વાણી ઉચરે આજે૦

## રૂક્ષ્મણી હરણનો ગરબો.

( આઠ કુવા ને નવ વાવડી રે લોલ ) એ રાગ.

વિદર્ભ રાયે સ્વયંવર રચ્યો રે લોલ.
દેશ વિદેશના રાજન આવ્યા જીતવા રે લોલ.
આણી રૂક્ષ્મણીના સ્નેહને રે લોલ. ૧
રૂક્ષ્મણી વર્યાં શ્રી કૃષ્ણને રે લોલ.
મનથી વાચાથી કર્મ મર્મ મનનો રે લોલ.
જાણ્યો નથી સગાં જને રે લોલ. ૨
અંબીકા પુજવાને નિસર્યાં રે લોલ.
સજીને સોળ શણગાર કંઠે હાર છે રે લોલ.
સર્વાંગ પીઠી એ સુવર્ણનું રે લોલ. ૩
રૂકમૈયો કહે તું ક્યાં જાય છે રે લોલ,
કૃષ્ણ ને બળીભદ્ર આજ આવ્યા ગામમાં રે લોલ
કન્યાને નિસર્યાનું કામશું રે લોલ. ૪
વહાલા વીરાજી તને વિનવું રે લોલ,
તારા સમો મારે વીર ધીર હમ છે રે લોલ.
નામ મારૂં કોઈ ના લઈ શકે રે લોલ. ૫
વરો શીશુપાળ આવીયો રે લોલ,
સ્વસુર થવા જરાસંધ મારે બંધ શું રે લોલ;
નિર્ભય હું ફરૂં ગ્રામમાં રે લોલ. ૬
ભાઇને સમજાવી મન ભોળવી રે લોલ.
સરવે સખીઓની સાથ, નાથ કૃષ્ણનું રે લોલ,
ચિંતવન કરતાં ચાલીયાં રે લોલ. ૭
દેવીને દેવલે આવીયાં રે લોલ,
પુજીને લાગ્યાં પાય, યાદવ રાયનું રે લોલ,
અંતરે ધ્યાન ધરી રહ્યાં રે લોલ. ૮
શક્તિ પુજીને શ્રી નિસર્યાં રે લોલ,
આવ્યા યદુપતિ આપ હાથ ઝાલીયો રે લોલ,
રથે બેસાડી સાથે લઈ ગયા રે લોલ. ૯

રૂક્ષ્મણીનું તો હરણ થયું રે લોલ,
વાત ચાલી ચૌટે ચોક શેક લોકના રે લોલ,
રાજને મારગે જોવા મળ્યા રે લોલ. ૧૦
ક્રોધે ભરાયો શીશુપાળ છે રે લોલ,
રૂકમૈયો કરે પોકાર ચોર કૃષ્ણ છે રે લોલ.
છેતરી જશે કયાં એ કાનુડો રે લોલ. ૧૧
સૈન્યા લઇને પુઠે પળ્યા રે લોલ,
રૂકમૈયો ને શીશુપાળ જરાસંઘ સૌ રે લોલ,
મધ્ય મારગે યુદ્ધ આદર્યું રે લોલ. ૧૨
કૃષ્ણજીને કો ન પહોંચીયા રે લોલ,
હારીને બેઠા તમામ, માન મૂકયું રે લોલ,
કાઢી મુછ લીધી રૂકમૈયાતણી રે લોલ. ૧૩
વિજય વાવટો ઉરાડીયો રે લોલ,
આવ્યા છે દ્વારીકાં નાથ સાથ રૂક્ષ્મણી રે લોલ,
વિવાહ કરી વિધિએ કર્યો રે લોલ. ૧૪
શ્રીહરિ સુખના છો નિધિ રે લોલ,
શરણાંગત પ્રતિપાળ ને દયાળ છો રે લોલ,
ચરણ શરણ નમીએ સુખે રે લોલ. ૧૫

## રામ વનવાસનો ગરબો. ૧૮

( રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં.)—એ રાગ.

વનવાસ જતાં લક્ષ્મણ રામજી, લાગ્યા દશરથ રાયને પાય,
થતાં વિદાય, નમ્યા સર્વ માતને,
લીધી આશિષ સર્વ વડીલની, સાથે ઋષિયો વળાવવા જાય,
ભરતજી મુંઝાય, હવે યોગ હું ધરૂં.
નહિ રાજ કરૂં રામ તમ વિના, મારે આવવું તમ સાથે વન,
તમારાં દરશન, અહોનિશ હું કરૂં.
કહે રામ, ભ્રાતા એમ નવ ધરે, મારે પાળવું માતા વચન,
જવું સત્ય વન, તમે રાજ ભોગવો.

વિનવે વિધ વિધ વચનોથી રામજી, ઉભા ભરતજી જોડીને હાથ,
હું આવીશ સાથ, થઇશ નહિ જુજવો.
કહે ભરત ભલે આપ વન જજો, હું પણ જાઈશ લઇને સન્યાસ,
રાજ્યાસને રાજ પધરાવી તમ પાદુકા.
સુખે જાઓ વળો વહેલા રામજી, આવો બાર વર્ષે ફરી આપ,
ત્યાં સુધી શ્રી નાથ, પૂજું તમ પાદુકા.
ધન્ય વીરા ભક્તિ ધન્ય તાહરી, તારા શુદ્ધ હૃદય આવાસ,
છે મારો નિવાસ, અવિચળ તું થજે.
રામ નામ ભરતજી જપી રહ્યા, પામ્યા અખંડ આનંદ મન,
તજી રાજ્યાસન, હરિમુખના પ્રભુ ભજે.

## ( રાગ ઉપરનો ) ૧૯.

વનમાર્ગે સીધાવતાં રામજી, કહે સીતાને સ્નેહ વચન,
અમે જઇશું વન, મૈયર જાઓ માનની.
તમે અંગ કોમળ રાજ પુત્રી છો, નહિ વેઠાય વનનાં દુઃખ,
વેઠાશે નહિ ભૂખ, મૈયર જાઓ માનની.
તમે છત્ર પલંગનાં સુનાર છો, નારી રહેવા જરૂખા ને ગોખ,
વન લાગે અશોક, મૈયર જાઓ માનની.
તમે મહેલ નિવાસી છો માનની, વનમાં વસવું પર્ણકૂટી માંય,
તે તો નહિં રહેવાય, મૈયર જાઓ માનની.
નથી વેઠયો સૂર્ય તણો તાપ તો, નથી વેઠયો વાયુ વળી શીત,
વનમાં તે અમીત, મૈયર જાઓ માનની.
ઘરની મંજારથી ભય પામતાં, તે કેમ જોશો વરૂ અને વાઘ,
જતાં વન માર્ગ, મૈયર જાઓ માનની.
વનમાં ફરે સરપો સિંહ ગર્જના, નહિ સાંભળી જાશે કાન,
દેખી ભુલો ભાન, મૈયર જાઓ માનની.
ભલે રહો તમે આપણા રાજમાં, કરો સાસુસસરાની સેવ,
જાણી ઇષ્ટદેવ, તે પણ સ્રીનો ધર્મ છે.

તમે પતિવ્રતા પૂર્ણ પ્રેમદા, મારી પાદુકા પૂજીને રોજ,
માની લો સંતોષ, તે પણ સ્ત્રીનો ધર્મ છે.
તમે ખાઓ પીઓ સુખમાં વસો, રમો સરખી સાહેલીની સાથ,
પ્રસન્ન મન સાથ, એ પણ સ્ત્રીનો ધર્મ છે.
લજ્જા અંજન ને નિતિ કંચુકી, શિયળ સાડી સદા સજી અંગ,
રહો સહુ સંગ, તે પણ સ્ત્રીનો ધર્મ છે.
અમે ચૌદ વરસે આવીશું સતી, સ્નેહે રહીશું તમારી સંગાથ,
હરિસુખનો શ્રી નાથ, સીતાજીને વિનવે.

(રાગ ઉપરનો) ૨૦. અ.

રામ ચરણે નમી સીતાજી કહે,
તમે નોધારાના આધાર, મારા ભરથાર, પ્રભુ નવ પરહરો,
સતી સ્ત્રીને પતિ પરમેશ છે, સતી સ્ત્રીને પતિ ઇષ્ટદેવ,
તેનીજ કરે સેવ, પ્રભુ નવ પરહરો.
સાસુ સસરા તીરથ સતી તેમને, તેની સેવા તીરથ યાત્રાય,
પતિ ચર્ણ માંય, પ્રભુ નવ પરહરો.
સતી શિરે પતિ તણી છાંય છે, જરૂખાની શું જરૂર,
( તેનું ) મંદીર પતિ ઉર, પ્રભુ નવ પરહરો.
પતિ પાસે જંગલમાં મંગળ બધું,
સતીને પતિથી સર્વ નિર્ભય, નથી મને ભય,
પ્રભુ નવ પરહરો.
વન પશુઓ સહુ મારા સત્યથી, રહેશે નિત્ય થઈ રખેવાળ,
તમે છો દયાળ, પ્રભુ નવ પરહરો.
મારૂં મૈયર ને સખી સાથ સૌ, શ્રી રામ તણા ચર્ણ માંય.
વૈભવો સમાય, પ્રભુ નવ પરહરો.
શિરછત્ર તમારી આ છાંયમા, નહિ લાગશે તડકો ને તાદ,
શીતળતા અથાગ, પ્રભુ નવ પરહરો.
તમે વનવાસે વનદેવ થઈ રહો, તમ સાથે હું વનદેવી રહીશ,
સંકટ સર્વ સહીશ, પ્રભુ નવ પરહરો.

ભુખ તરસ મને તમથી મટે, પર્ણકુટી તે તો મોટા મહેલ,
જાણીશ મનથી સહેલ, પ્રભુ નવ પરહરો.
તમ ચરણુ શરણુમાં છે સુખ બધું, તમ સેવામાં છે આ ધર્મ,
સુકીત સર્વ કર્મ, પ્રભુ નવ પરહરો.
પ્રભુ વનમાર્ગે આગળ હું વધું, તમે પાછળ રક્ષક નાથ,
લક્ષ્મણજીની સાથ, પ્રભુ નવ પરહરો.
મારા શિરના છત્રના સાથમાં, ભલે દીનમણી તપતો અમાપ,
નહિ પરીતાપ, પ્રભુ નવ પરહરો.
તમે મુગટ મણી મારા રામજી, સતી નારીના શીખવો ધર્મ;
કરાવો સુકર્મ, પ્રભુ નવ પરહરો.
તમ દીઠે હું દેખતી છઉં પ્રભુ, મારા ચક્ષુના તેજ છો આપ,
ટાળો પરીતાપ, પ્રભુ નવ પરહરો.
તમે અર્ધ દેહે નહિ જઈ શકો, અર્ધ શકિતએ નહિ ખુટે માર્ગ,
સાડી તે પરાર્થ, પ્રભુ નવ પરહરો.
નહિ ગોઠે પતિ વિના સાસરે, નહિ ગોઠે ચૌદરીએ મહારાજ.
નહિ ગમે રાજ, પ્રભુ નવ પરહરો.
સતી સ્ત્રીને પતિ એજ પ્રાણ છે. પતિ વિયોગે નિર્જીવ દેહ,
જાણો નિસંદેહ પ્રભુ નવપરહરો.
એમ લક્ષણા સીતાની પ્રિતથી, રામ થાઓ સીતા તનમય,
કરો નિર્ભય, પ્રભુ નવ પરહરો.
હરિસુખ રામ સીતા લઈ, ગયા લક્ષ્મણ સાથે વન;
સતીને ધન ધન, પ્રભુ નવ પરહરો.

---

## શ્રી કૃષ્ણજીનું પારણું.

( માતા જસાદા ઝુલાવે પુત્ર પારણે) એ રાગ.

આજે આનંદ પરમાનંદ ઝુલે પારણે,
એ બ્રહ્માનંદ ઝુલે ભક્તિને આધિન,

જગ ઝુલાવણુ ઝુલે માયા સુત્ર મનુષ્યથી;
ભ્રમણા ભવમાં કીધી મોલા મૂની જન. આજે૦

ઝુલો જગ ઝુલાવણુ જગમાં જનના હાથથી,
વિશ્વ પિતા છો સુત જનની સૃષ્ટિના આપ. આજે૦

પુર્ણાનંદ પ્રભુ બ્રહ્માન્ડ પતિ પોઢો તમે,
અંતરયામી જેનો ઘટ ઘટમા છે વાસ. આજે૦

જેના આશ્રયમાં આ વિશ્વ વસે વિલાસમાં,
તે જગજીવન ઝુલે થઇને બાળમુકુંદ. આજે૦

જગ ખેલાવન ખેલે ખેલાડી થઇ ખલકમાં,
ભ્રમણા બ્રહ્માન્ડે નાખી સત્ ચીદ્ આનંદ. આજે૦

ગોવિન્દ શુદ્ધ હૃદયનું જ્ઞાનરૂપી છે ઘોડીયું,
નિતિ નિયમ મૂક્તિ ભક્તિ પાયા ચાર. આજે૦

હૃદયે પ્રભુ પ્રેમનું સુંદર રૂડું પારણું,
સત્ય પારણીએ દ્રઢ રહી ઝુલો બ્રહ્માનંદ. આજે૦

તેજોમય શક્તિની રાસ લઇને હાથમાં,
ભવના બંધન તોડી ઝુલાવું જગદિશ. આજે૦

અજન્માના જન્મે જન્મ મરણુ ટળશે સહી,
તન મન ધન અરપણ કરી રાખો અંતર વાસ, આજે૦
ભાંગી ભવની ભ્રમણા અભયપદે રહેવું સદા,
હરિસુખ વિશ્વ વિલાસી સુખનો પૂર્ણાનંદ. આજે૦

## ગરબી ૨૧.

( આવત મોરી ગલીઅનમે )—એ રાગ.

બેનો મારી આપણે આર્યા નારી,
રહેવું શિયળ ભુષણને ધારી. બેનો. ૧
વિશ્વરૂપી વીશાળ વાડીમાં, અંતર ક્ષેત્રો ખેડાવી;
વિદ્યાનું બીજ રોપાવવું બેની (૨)
કલ્પતરૂ થશે ભારી બેનો. ૨

સન્નારીની સનાતન વિદ્યા, અંતર ગ્રંથીએ લખવી;
સત્‌ચિદ્ આનંદનું રૂપ એની (૨)
ઓળખી છબી આળખવી. બેનો. ૩

સ્વાર્થ તજી પરમાર્થો કરવા, નીતીની સાડી સ્વીકારી;
પ્રમાદ મોહનો ત્યાગ કરીને (૨)
સ્વધર્મ લો સુઆચારી બેનો. ૪

વિદ્યા શીખો એની દૈવી ગુણોની, સતનો અરીસો છે જેમાં;
સર્વાંગે શુદ્ધ નિહાળીને જોતાં (૨)
જાણે સ્વરૂપ નિજ તેમાં. બેનો. ૫

તજી કુતર્કો વિશ્વાસેથી વહેવું, સ્વચ્છ તાવણીએ તવાશે;
નિર્મળ કાંચન અંતર થાતાં (૨)
હરિસુખનો દેવ રીઝાશે. બેનો. ૬

## ગરબી ૨૨.

(પુનેમ ચાંદની)—એ રાગ.

સુંદર શોભે રૂડા વિશ્વ બાગ રળીયામણો રે,
શોભે સૃષ્ટિતણી લાગે અલૌકીક,
ભ્રમણા બ્રહ્માન્ડની મોહજાળ માયા રચી રે,
ખેલાડી થઈ ખેલે જગબાજી શ્રી નાથજી રે,
જગમાં જુજવા જુજવા કીધા છે નવરંગ,
શોભા જોઇ મોહે જન્મ ધરે છે તાપસી રે.

વિરાટ રૂપે છે વસ્યા, વિશ્વે વિશ્વાધાર,
પાર ન કો પામી શકે, જ્ઞાન ધ્યાન ધરનાર.

મનથી મોહ મમત ને થઈ રહે મહંત તે રે,
સત અસતનો સાક્ષી એકજ સર્વોત્તમ,
જાણે આણે જનને, નિજ ધર્મના માર્ગમાં રે. સુંદર.

ભૂત ભવિષ્ય જાણે બધું, એક કહે છે એમ,
એક ધ્યાનીના ડોળથી, ફરે સૃષ્ટિમાં તેમ.

ખેલાડી થઈ ખેલાવે નચાવે માનવી રે;
કરે કાર્ય અલૌકીક રહીને અદ્રશ્ય,
હસ્તે રાસ અહીંને છે નચાવે માનવી રે;
  નિરાકાર અદશ્ય જે, એક અખંડિત નાથ;
  તેને કો દર્શાવતા, મહા આડંબર સાથ.
જંખે જલ્પે કલ્પે કપોલ કલ્પીત શાસ્ત્રથી રે,
એવા ખેલો જગના જોઈ જગદાધાર,
હરિસુખ દેવ રહ્યા છે વ્યાપી આ બ્રહ્માન્ડમાં રે. સુંદર.

## ગરબી ૨૩.

(સખી પડવે તે પંથે)—એ રાગ.

સખી આપણે આર્યા નારી રે,
સર્વાંગ શિયળે શણુગારી રે,
અંગે પહેરવી સદ્‌ગુણ સાડી, પાશ્ચાતની રીતને પરહરીને રે. ૧

સનાતન જે ધર્મની ગ્રંથી રે,
ગાયા ગુણ સતીઓના વર્ણી રે;
મોટા મુનીજને દર્પણ અર્પી, પાશ્ચાતની. ૨

એનો એ અરીસે મુખ જોવું રે,
ખોટી ફેશને મહત્વ ન ખોવું રે,
જ્ઞાનગિરિએ અવલોકીને જોવું, પાશ્ચાતની. ૩

નારી ધર્મે વહો જગમાંહી રે,
યશ ચાંદલો ભાળની માંહી રે,
ચંદ્ર તેજ સમો શોભે ત્યાંહી, પાશ્ચાતની. ૪

રવિકીર્ણ સમી શુભ રશ્મી રે,
કરે ઉજ્વળ કુળ ને પૃથ્વી રે,
હરિસુખ દેવ કરે યશશ્વી. પાશ્ચાતની. ૫

## ગરબી ૨૪.

( રૂડાં ગરબે રમે તે માતા અંબીકા જો )—એ રાગ.

જુઓ જુઓ બ્રહ્માન્ડની લીલા બધી જો.
આદ્ય અંત વર્ણવા રહ્યા સહુ મથી જો. જુઓ. ૧

નથી પાર આ બ્રહ્માન્ડનો કો પામીયાં જો,
લખી પોથી મૂની વ્યાસ સુક વિરામીયા જો. જુઓ. ૨

સહુ સૃષ્ટિની શક્તિ આદ્ય ઈશ્વરી જો,
માયા જાળ તેની સર્વ સ્થળે વિસ્તરી જો. જુઓ. ૩

સત્ય યુગે મનુષ્ય તપમાં મચ્યા જો,
અમીત પાર બ્રહ્માન્ડનો જોવા મથ્યા જો. જુઓ. ૪

વળી દ્વાપરે યજ્ઞો ને યાગ ચાલીયા જો,
ઋષિ મૂનિને અસૂર યુદ્ધ જામીયાં જો. જુઓ. ૫

ત્રેતા યુગે શ્રી રામ રૂપ ધારીયું જો,
ધરી વલ્કલ અસુર યુથ સંહારીયું જો. જુઓ. ૬

મહા કળીએ શ્રીકૃષ્ણુ લીલા કરી જો,
પાયું અમૃત દેવોને સ્ત્રી રૂપ ધરીજો. જુઓ. ૭

મોહ પમાડી અસુરને મારીયા જો,
કાર્ય કારણે અનેક રૂપ ધારીયાં જો. જુઓ. ૮

ભજો ભક્તિ એ મુક્તિને પામવા જો,
આવાગમન જગતથી વિરામવા જો. જુઓ. ૯

મુકી ભ્રમણા ચૈતન્ય આનંદમાં જો,
કરો વૃત્તિ સ્થિર રહો અખંડમાં જો જુઓ. ૧૦

હરિસુખનો સમુદ્ર એક તેજ છે જો,
વિપુલ બ્રહ્માન્ડે વસેલ પણ એક છે જો. જુઓ. ૧૧

## ગરબી ૨૫.

( ખમાં વીરાને જાઉં વારણેરે લોલ )—એ રાગ.

ધન્ય ઘડી છે ધન્ય આજની રે લોલ,
ઉગ્યો આકાશે રૂડો ચંદ્ર જો. ધન્ય. ૧
આજે ઉલ્લાસ એની અંગમાં રે લોલ,
શોભે સુવર્ણ સમી સાંજ જો. ધન્ય. ૨
ખીલી વસંત કેની વિશ્વમાં રે લોલ,
સૃષ્ટિ શોભે અવર્ણીય જો. ધન્ય. ૩
ચાંદની ખીલી છે ચાર ચોકમાં રે લોલ,
ધરણીધરે ધોળાં વસ્ત્ર જો. ધન્ય. ૪
પીયુ પોકારે પેલી કોયલી રે લોલ,
મયુર બોલાવી લાવે મેઘ જો. ધન્ય. ૫
સોળે કળાએ નૃત્ય તે કરે રે લોલ,
શોભે સરસ્વતી પીઠ જો. ધન્ય. ૬
બ્રહ્મસદન બ્રહ્માસુતારે લોલ,
મયુર સવારી કરનાર જો. ધન્ય. ૭
હરિસુખ અંતરે એ વસી રે લોલ,
ઋતુ ઋતુની ફરનાર જો. ધન્ય ૮

## ગરબી ૨૬.

સુણો સખી મોરલી તે કયાં વાગી,
હું તો મોરલીના નાદે જાગી સુણો.

ઘેરાયું ઘનઘોર જુઓ આ, ઝરમર વરસે છે વારી,
રાત અંધારી લાગે ભયાનક, લગની શ્રી કૃષ્ણની લાગી. સુણો.

આનંદ કંદ એ નંદનો લાલો, મુખથી મોરલી બજાવે,
મધુરે નાદ ને ગાન ગુલાબી, મધુવન સર્વે ગજાવે સુણો.

ભાન ભુલી સખી ગાન સુણીને, જાવું વંદ્રાવન આરે,
વીજળડીના બહુ ચમકારે, લાગે ભયાનક આરે સુણો.

લીલ ધરા લટકાળી છે શોભે મયુર કળા કરી નાચ,
નભ મંડળમાં જળને ઉજાસે, મેઘ ધનુષ્ય બહુ ભાસે સુણો.
બપૈયા પીયુ પીયુ પોકારે, કોયલડીને ટહુકે,
મોરલી નાદ તો લાગે મધુરો, ચાતક મેઘને ઝંખે સુણો.
તેમજ ઈશ્વર દર્શન માટે, જનમંડળ છે તલ્પે,
તન મનથી ધરે ધ્યાન પ્રભુનું, કો અલ્લા ખુદા પ્રભુ કલ્પે સુણો.
શુદ્ધ હૃદયથી ધ્યાન ધરતાં, પુર્વના પાપો વિલાતાં,
ચોમાસાના ચાર માસો સખા, ભક્તિ ને મુક્તિ દાતા સુણો.
લીલવણીની લ્હેર લલીતમા, કાનજી મોરલી વગાડે,
ગોપીકા નૃત્ય કરે હરે મનડું, ભક્તિનો માર્ગ જગાડે સુણો.
ભાગ્ય વખાણો એ મોરલીનું, કૃષ્ણને હાથે છે શોભી,
કાષ્ટનો કડકો હરિસુખ લેતાં, દીસે છે અમૃત ભોગી સુણો.

## ગરબી ૨૭.

( પુનેમ ચાંદનીનો રાગ. )

ચાલો સાહેલી ગરબે રમીએ આપણે રે,
ભણીએ ભાવ ધરીને નીતિ કેરા પાઠ,
સતની તાળીએ ગજવીએ આ ગોહીલ ધરા રે.

ભણી ગણી પંડિત થઈ, લેવા લાભ અનેક,
શીખો શાણી સદ્‌ગુણો, રહે સદા વીવેક.

બેનો વિદ્યા લઈને સરસ્વતી સમ શોભીએ રે,
સત ચાંદલીએ બ્હેની ઉજવળ દીસે મુખ,
શીયળ સાડી પહેરી ઉપવસ્ત્ર નીતિ તણું રે.

નૌતમ નથની પહેરજો, નિયમ તણી શુભ બ્હેન,
શોભાવો સર્વાંગને, તજવું જુઠું વેણ.

ભણતર ભણવું એવું સદર સુખ વહેવારનું રે,
ઘરની ગૃહિણી થઈને કરવું કુટુંબ રાજ,
શીરપર તાજ સદા શોભાવી પતિના સુખનું રે.

ગરવા ગુણધારી રહી, લેવી પ્રભુની મ્હેર,
અભિમાન આળસ તજી, લેવી સુખની લ્હેર.
દૈવી ગુણો લઇને દેવી જેવાં દીપવું રે,
સતવિદ્યાએ કરવું હરીતણું દર્શન,
સુખથી વ્હેવું ર વું જગમા હિજરળ નામથીરે.

---

## પ્રભાતીઉં.

જાગને જીવડા આળસુ આવડા, શીદ મીથ્યા ગુમાવે તું વેળા. જાગને.
હરિતણા નામની છે ઘડી કામની, વખત નહિ કાઢનો તું નકામો,
હરિ રહ્યા સાથમાં નિરખવા હાથમાં, જ્ઞાનનું દ્વાર તું ખોલ વેગે. જાગને.
હૃદયના પુરમાં, જળ સ્થળે ઉરમાં, આપ અંતરયામી વિરાજે,
જોની તું તેહને શુદ્ધ કરી દેહને, દૈવચક્ષુ વડે નાથ આજે. જાગને.
જ્ઞાન ચક્ષુવડે જોની તું પળપળે, એ વિના ઠામ નથી એક ઠાલો,
નિરખજે સર્વમાં જઈશ ના ગર્વમાં, નિર્મળો પંથ જોઈ નિત્ય મ્હાલો. જાગને.
ઘટઘટે વાસી એ સત્યનો સાથી છે, પ્યાસી એ ભક્તનાં દુઃખ હરવા,
ઘડી નથી દુર એ જો સ્મરો ઉરને, વિમળ વૃત્તિ થકી નિકટ કરવા. જાગ.
પ્રભુમીને તેહને ઉર ધરી સ્નેહને, લેહ લગાડતે સાથ સાથી,
ઉઠતાં બેસતાં શયન ભોજન સમે, નામ હરિસુખ તું લેની રાચી. જાગને.

## આરતી.

જય જય જય જય શંભુ નિર્ગુણ સત સ્વામી (૨)
ધર્મ સનાતન સ્થાપક (૨) પ્રગટયા બહુ નામી. જય જય.
તારક શ્રી ત્રિપુરારિ, જ્ઞાન ગિરા દેવા (૨)
બ્રહ્મા વિષ્ણુ સહ શિવ, (૨) કરતા ગુરૂ સેવા. જય જય.
નિર્વાણ પદ સેવીને આત્માનંદ પામ્યા (૨)
થઈ સમાધિસ્વરૂપે (૨) પાવન વિરામ્યા. જય જય.
મંગળરૂપ મહાદેવ મંગળ પદ આપો. (૨)
હરિસુખ તમ સેવામાં (૨) ચિત્ત સ્થિરતા આપો. જય જય.

પ્રથમ ભાગ સમાપ્ત.

---

# ભાગ ૨ જો.

## શુભ પ્રસંગનાં ગીત.

### ઇશ્વરની સ્તુતિ.

શીખરણી.

નમુ છૂ નિયતા ચરણ કમળે હું શિર ધરી,
અમિદૃષ્ટી રાખો હૃદય કર શિશુને શિરધરી;
હરિ છું અજ્ઞાની સુખકર ગુનાને દૂર કરો,
પિતા માતા બંધુ ત્રિગુણ ઉરધારી કર ગ્રહો.

### દેવીની સ્તુતિ.

શાર્દુલ.

શ્રી અંબે મમ માવડી નમુ તને બ્રહ્માણી રૂપે ખરે,
મહામાયા મં ગળી ની સ્તવું તને સુજ્ઞાન આપો મને;
તત્રે આ નિજ ભક્ત ની કરી દયા મહિષાસુરી તું બની,
નિંદીને સહુ ક્રૂર રાક્ષસ હણ્યા સંકષ્ટ નીવારણી;
કર્ણી કારણરૂપ આ જગ વિષે રત્નો મણી જે દીપે,
પુરુષોત્તમ નમ પારખી નત્રશકે હસ્તી મૂખી તુ દીસે;
ભક્તિ ભાવ ધરી તને રીજવશે તુ તારશે તેહને,
સાચું એ હરિ સુખ જેહ ભજશે ઉગારજે એહને.

---

## મોગવેસણુને વખતે ગાવાનું

૧

### ગીતિ.

મંગળકારી દેવા, ઉમેશ પુત્રને પ્રથમેથી યાચો,
સૌ મંગળ અર્થે તો, લગ્નારંભે વિઘ્નહરા સ્થાપો.

---

૨

### ' પુનમ ચાંદની ' રાગ.

સુંદર કુમકુમના સાથીયા પુરાવીએ રે,
આજે આવ્યો રૂડો મંગળ દિન, નવ પલ્લવના તોરણ બાંધીયાં રે;

રૂડા રત્નના બાજઠ માંડીયા રે,
શોભે સુવર્ણ જરીના આસન, નવ પલ્લવ...૨

આસનપર બિરાજ્યા, ગણેશ ગરવા વીર,
ધુપ દિપ નૈવેદ્યથી, પૂજો થઇ મન સ્થીર;

કન્યા ગૌરી તમે પ્રાતે પાય લાગજો રે
શીર લેજો તમે મંગળ આશીષ નવ પલ્લવ...૩

પ્રથમે પૂજન ગણપતિ, બીજે અંબા માય;
કાશી વિશ્વેશ્વર અને પૂજો ત્ર્યંબકરાય;

ગદાધર શિવ ગંગાધર પૂજજો રે
ત્રિપુરારિ મહેશ્વરની લો સાથ નવ પલ્લવ...૪

પંચ દેવની મ્હેરથી, આરંભો શુભ કાજ,
લગ્નારંભ કરી સહુ, ગાઓ ગીત સમાજ;

વીધિ વિવાહથી દેવતા પ્રસન્ન છે રે,
શીર કન્યકાને ગૌરીની આશિષ નવ પલ્લવ...૫

---

## મંડપ મુહુર્તનું ગીત.

૩

**'હાલો હાલો હાથણી શણગારો રે' રાગ**

આજ રૂડી મંડપ પૂજા થાય રે, રૂખડના વૃક્ષો આજે વેડાય રે,
આવ્યો આજે આનંદનો શુભ દિન રે, કરવું છે સમીધનું પૂજન રે;

શુભ મંડપમાં આવજો, ગણેશ અંબા માત;
સીદ્ધિ બુદ્ધિ સાથે રહો, લક્ષ લાભની સાથ;

કન્યા ગૌરી પાય નમતાં આવો રે, દેવ સહુને ફુલડીએ વધાવો રે,
મુખવાસ તાંબુલ ફોફળ ધરજો રે, દક્ષણા સાથે પ્રદક્ષિણા ફરજો રે;

---

## પીઠી સમયે ગાવાનું ગીત.

૪

**શાર્દુલ.**

સુભાલે શુભ રક્ત કુંકુમ તણો, શોભાવજો ચંદ્રમા,
આશીર્વાદ વદે મુખે બ્રહ્મગુરુ, સુવેદના મંત્રમાં;
કંઠે માલ કુસુમની કર ગ્રહી, અરપો સુભાગી સહુ,
રક્ષા તેલ સુગંધની સહુ કરો, મુક્તા વધાવો બહુ.

---

## વસંત તિલકા.

૫

પીઠીનું મર્દન કરો, શુભ ચાર હાથે,
સૌભાગ્ય ને શીલવતી, મહીઆરી સાથે;
પ્રેમેથી મર્દન કરો, ઘણા માગી પીઠી,
આશીષ વદો મુખ થકી, બહુ વાણી મીઠી. ૧

માતા અને ભગીનીઓ, સહુ પીઠી ચોળો,
સુવર્ણ પાત્ર લઈ સર્વ સુગંધી ઘોળો;
માસી સહુ હરખથી, લુણ ત્યાં ઉતારો,
નેત્રોનું અંજન કરી, નારેલ ઓવારો. ૨

પીળું પીઠી સહીત અંગ, સુશોભી કેવું,
દીપી રહ્યું અરુણ ઉદયના જ જેવું;
દેવો કરે કુસુમની શુભ વૃષ્ટિ આજે,
વેદોક્ત આશિષ વદે ગુઢ સુઅવાજે.

## હળદીનું ગીત.

૬

### 'શરદ પુનેમનો' રાગ.

કન્યા કંચનવર્ણી કાય, હળદ અંગે મ્હડે છે આજ,
કાંતિ શોભતી મહાભાગ.
કન્યા દિસે કાંતિ અનુપ રવિસમ ઓપતી રે આજ — કાંતિ શોભતી.
બાળા દિસે બાળે વેશ દિસે રળીયામણીરે આજ — કાંતિ શોભતી.
હર્ષે હળદી મેળવી, કુળવંત કન્યા કાજ,
સુવર્ણ પાત્રે શોભતી, પામી હસ્તે આજ;
કન્યા કોડીલીને અંગે શોભાવજો રે આજ, — કાંતિ શોભતી.
રૂડા મંડપમાં ફુલડીએ વધાવજો રે આજ; — કાંતિ શોભતી.
માનવંત મોસાળથી, ઝાઝાં નાખી નુર,
સુવર્ણ હળદી સાટવી, થાઓ હર્ષિત ઉર;
કન્યા કંચન વર્ણે કુંદ કુસુમ માળા ધરોરે આજ, — કાંતિ શોભતી.
નીલમ મુક્તા ફળના જેવી કંઠે ઓપસે હો આજ, — કાંતિ શોભતી.
મંગળ દિન છે આજનો, હર્ષે ગાજો ગીત,
મહીઆરી વળી મામીને, આપો લક્ષ્મી અમીત;
કન્યા દિવ્ય રૂપ દેવી સમ ઓપતી હો આજ, — કાંતિ શોભતી.
કરો રક્ષા તમે કુળ દેવતા હો આજ; — કાંતિ શોભતી.

૭

### 'પુનમ ચાંદનીનો' રાગ.

શુભ ત્રંબાવટી શહેર રળીયામણું રે, જ્યાં છે કદળી બીજોરાંના બાગ
કાશી વિશ્વનાથ દેવ છે, બીરાજ્યા રે;
રૂડાં સિંહાસન જડીત પ્રવાળનાં રે, એતો વિશ્વનાથ દેવનાં આસન,
કાશી વિશ્વેશ્વર દેવ છે, બિરાજ્યા રે;

ગંગા યમુના ગોમતી, જેના નિર્મળ નીર,
ત્રીવેણીના તીર્થથી, પતિત સ્વચ્છ શરીર;
કાશી પુરીમાં છે વિશ્વેશ્વર બિરાજ્યારે, કાશી વિશ્વેશ્વરની વરતે છે આણ.
કાશી વિશ્વેશ્વર દેવ છે બિરાજ્યારે;

સિધ્ધેશ્વર બિરાજીયા, કારકેશ્વરની સાથ,
દ્વાદશ જ્યોતિર્લીંગનો વારાણશી એ વાસ;
દેવ દર્શનથી જન્મ દુઃખ જાય છે રે, એવા દેવ તમે કરજો રક્ષાય.
કાશી વિશ્વેશ્વર દેવ છે બિરાજ્યારે.

કન્યા લગ્ન પ્રસંગમાં સાન્નિધ્ય રહેજો સાથ,
સુખ સૌભાગ્ય વધારીને, વિઘ્નો કરજો બાથ.
વર વધુ શીર શુભ હસ્ત સ્થાપજો રે, સહુ દેવ મળી દેજો આશીષ–કાશી.

---

## વાનો ઉતારતી વખતે ગાવાનું.

૮

### 'વાન સૌભાગીરે' રાગ.

આજનો દિન છે સોહામણો રે,
લગ્ન તણી ઘડી સચવાય તો કન્યા કરે અંગોલડી રે.
મામીએ અંગોલ કરાવી તો, માસી ઉતારે વાનલો રે,
ચીરને પાનેતર મારા લાવતો બ્હેની ઉતારે વાનલો રે.
કેશ સમારી સેંથા પુરજો રે,
પ્હેરો રે લાડકડી ધોળા ધાબળા, આજે લગ્ન દા'ડલો રે.

---

## 'અંગોલડી કરતી વખત' ગાવાનું.

૯

### રાગ અંગોલડીનો.

સુવર્ણ ઝારી મંગાવો લાડકડી અંગોલડીરે,
તેમાં રૂડાં ગંગાજળ ભરાવો, લાડકડી
દહીં દૂધ જળમાં નખાવો; લાડકડી

આંબા પત્રે લાડકડી નવડાવો, લાડકડી.
સુખડના બાજઠ ઘડાવો; લાડકડી.
ઘડી જોવા જોષિને બેસાડો, લાડકડી.
લગ્ન ઘડી વિધિએ સચવાવો; લાડકડી.
પાર્થિવના ગોર ઘડાવો, લાડકડી.
સ્વચ્છ થઈ કન્યા તમે આવો; લાડકડી.
ગોરમાનું પૂજન કરવા માંડો, લાડકડી.
અબીલ ને ગુલાલ મંગાવો; લાડકડી.
કુંકુમ સિંદુર હળદી મંગાવો, લાડકડી.
ગોરમાને મસ્તકે ચઢાવો. લાડકડી.
કપુરના દિવડા પ્રગટાવો; લાડકડી.
ગોરમાને ધ્યાનથી રીઝાવો. લાડકડી.

---

## સાંજ પ્રભાતનાં ગીત.

### ૧૦

### રાગ—પ્રભાતી.

ઉગતાં સૂર્ય ઉઠીને પ્રભાતમાં દંતધાવન કરી દેવસેવા;
હસ્તમાં હેમની છાબડી તો ગ્રહી, જાઉં માલણ કને ફૂલ લેવા;
ઉઠને માલણી ઝટ તું શણગારણી ગુંથ ચોસરડા શુભ રીતે,
આજ તો કન્યકા ગોરને પૂજશે, લગ્નનો દિન છે આજ પ્રીતે;
પ્રસન્ન થઈ મનથી આપ ચોસરડાં, મૂલ્ય અમૂલ લે મુખ માગ્યું.
જાય વિવાહ ઘડી વાર શાં આવડી, ઉઠ આળસડી પાગે લાગું;
રીઝવવા ગોરને પૂજવા કોડ છે, વાટડી જોય કન્યા કુમારી,
વ્હેલડી આવજે, ચોસરાં લાવજે, ગૌરી ગણેશ પુજની વારી.

---

### ૧૧

### રાગ—'ભલોરે રણછોડરાયનો કુકડો.'

બોલે અમુલી માલણ મુખ એમ વદે,
મ્હારાં ચોસર મૂલ્ય અમૂલ્ય; કોણરે મુલવે મ્હારાં ચોસર.

મ્હારું ચોસરું છે સવા લાખનું,
એવાં મોઘાં તે મૂલ્ય ના દેવાય, કોણુરે મુલવે મ્હારાં ચોસરાં.

એક દ્વારીકા પુરીના રાજીયા,
શ્રી કૃષ્ણ બળીભદ્રરાય, તેરે મુલવે મ્હારાં ચોસરાં.

મ્હારાં ચોસરાં કૃષ્ણજી મુલવે,
દામોદરથી તો દામ દેવાય, તેરે મુલવે મ્હારાં ચોસરાં.

નર ને નારાયણ લે ચોસરાં,
બ્હેની સુભદ્રાના લગ્નને કાજ, એરે મુલવે મ્હારાં ચોસરાં.

---

૧૨

### રાગ—'માલણ ગુંથી લાવ સુંદર ગજરા'

માલણ ફૂલ લાવ ગુંથીએ ગજરાં,
માલણ અનેરાંક ગુંથવાં ગજરાં — મા.

એક કોડીલી કન્યાને કાજે,
લાવ ગુંથીએ ગજરાને હાથે; — મા.

ગુંથો ગજરામાં શ્રી ગીરિધારી,
રાધા કૃષ્ણ શ્રી દેવ મોરારી; — મા.

હવે ગજરામાં ગુંથો ગોવિંદ.
બળીભદ્રને ગોપિકા વૃંદ; — મા.

ગુંથો ગજરાંમાં અદ્ભૂત શક્તિ,
જેથી રીઝી રહે સહુ સૃષ્ટિ; — મા.

ગુંથો ગજરાંમાં સીતાને રામ.
હરિસુખનો વિશ્રામ ઠામ — મા.

દેવોમય ગજરો રે ગુંથ્યો,
કન્યા કંઠ આરોપીને મુક્યો; — મા.

---

૧૩

સુરજ ઉગ્યો રે, આજે સોળ કળાય કે વ્હાણલું ભલે વાયું
આજે આવ્યો રે, શુભ મંગળ દિન; કે વ્હા.—
સુતા જાગો રે, તમે ગૌરી ગણેશ, કે વ્હા.—
દેવ જાગ્યા રે, જાગ્યા બાળમુકુંદ; કે વ્હા—
તમે જાગો રે, કુંવરી પરણવા દિન. કે વ્હા.—
વર વરવા રે, ગુણીયલ તે આનંદ. કે વ્હા—
કર લેજો રે, તમે સુવર્ણ ઝારી, કે વ્હા.—
સ્નાન કરજોરે, તમે નિર્મળ વારી કે વ્હા.—
સ્વચ્છ થઇને રે, પૂજો ગૌરી ગણેશ કે વ્હા.—
આશિષ લેજો રે, પાંય પડી હમેશ કે વ્હા.—

---

૧૪

રાગ—'આણી તીરે ગંગારે, પેલી તીરે જમનારે'

મીથુલા નગરીરે, જનક રાજનરે, સીતા સતી જેની કન્યકારે,
સરસ્વતી તીર્થે, સખીઓ સંગાથે, સીતાજી પાણીડાં સાંચર્યારે;
સોનાનું બેડું રે, રૂપાની ઇંઢોણીરે, રેશમી રાસ સાથે ગૃહીરે,
રૂમઝુમ રૂમઝુમ, નેપૂર પાયે, સીતાજી સુંદર શોભી રહી રે,

ઉગમણી ગંગાવહે, આથમણી યમુનાય,
વચમાં વહે સરસ્વતી, ત્રીવેણી સંગમ થાય;

ત્રિવેણી ઘાટે, કુપીકા વાટે, સીતાજી પાણીડાં સીંચતાંરે,
રાશ ન પહોંચે, બેડુલો ન બુડે, સીતાજી સ્થંભી ઊભાં રહ્યાંરે,
દિશા અવલોકે, સન્મુખ ઓપે, રામને લક્ષ્મણ નીરખીયારે,
સોના ગેડી હાથે, રૂપા દડુલો, સીતા સમીપ આવી હરખીયારે.

મન મોહન રઘુવીર ભણી, મોહ્યાં સીતા માય,
મન વાચા ને કર્મથી, વરીયાં અંતર માંય;

સખીઓ પાસે, સીતાજી કે'છે, વેગે જઇને પુછી આવની રે,
કોણ રાયના પુત્ર એ, કોણ એનું નામરે, કોણ પૂરીનો એ રાજવીરે;

કિશોર વયમાં, કામ સમા છે, અંગ અનંગ સુહામણા રે,
દર્શન દેખી પ્રસન્ન હૈયું, નિશ્ચે હવે વર એ વરૂં રે
સમીપ જઇને કહુ સખી, પ્રીછવજો શુભ પેર,
એંધાણી આપી સખી, તેડો જનકને ઘેર;
સખીઓ ચાલી, શીષ નમાવી, રામના ચર્ણને સેવતી રે,
વ્હેલા પધારજો; વિઠ્ઠલ વરવા, સીતા સંદેશડા કા'વતી રે;
સાત સોપારી, પાનનાં બીડાં, શ્રીફળ શુકનમાં લાવતી રે,
જનકને દ્વારે, સ્વયંવર રચાયો લગ્ન નિર્ધારી વ્હેલા આવજો રે,
સીતા સ્નેહબાણે કરી, રામ હ્રદય અકળાય.
ગુરુની સાથે સંચર્યા, સ્વયંવર મંડપ માંહ્ય;
અનખને વિંધ્યા, કોદંડ સિદ્ધ, સભા મંડળ સૌ કોઈ રહ્યું રે,
દેશ વિદેશના, રાજવી મળ્યા, સીતાએ રામશું લગ્ન કર્યુ રે;
મંગળ દિને રામ સીતાના, વિવાહ ભણે તેને ધન્ય છે રે,
હરિસુખ થાયે, હ્રદય વિરાજે, રામ સીતા સહુ જનને રે.

---

૧૫

લટકાળી રે માળણ, લટકેરે આવી, લટકે લાવીરે ચંપા ચોસરાં,
લાડકડી કન્યા, પરણે તે કાજે, શુકનમાં લો ચંપા ચોસરાં;
કૃષ્ણજી આવે, રૂક્ષ્મણી સાથે, લાડકડી પરણવા કારણે;
ચોસેરા લાવો, તોરણો બંધાવો, આજ ઓચ્છવ મ્હારે બારણે,
નવલખી માલણ, કૃષ્ણજી કાજે, લાવ સવારી તું ચોસરાં;
આજતો મ્હારે, ઓચ્છવ દહાડો, કન્યા પે'રાવે પ્રભુને ચોસરાં.

---

૧૬

ભાનુ ઉદય સમ, સોળ કળાનું, કૃષ્ણનું રૂપ સોહામણું,
રૂક્ષ્મણી સાથે કૃષ્ણજી વરીયા, દિસે અતિ રળીયામણું;
દુઃખ નિંકદન નંદનો નંદન, આનંદે ભક્તને આધીન છે,
દેવકીજી ઉદરે જન્મ ધરીને જશોદા ઉછંગને સ્વાધીન છે.

પુતના મારી, કંસ સંહારી, ઉખળ સાથ બંધાઇ રહ્યા,
માત પિતાના, બંધન છોડી, અનેક દૈત્યો ઉદ્ધારીયા,
એવા અખંડિત, અંતર્યામી, અનેકનામીને વિનવું,
પરણતાં વહુવરને, આશીષ દેજ્ને એટલું યાચું પાયે નમું.

---

## ૧૭

જીરે માણેકચોકમાં ચંપકતરૂ, તેની ડાળ વળી વળી જાય, રંગસુવર્ણ સોહામણો.
જીરે ત્યાં રમે રામજી ચંદ્રમાં, તેની સાથેજી લક્ષ્મણજીવીર, રામજી રીઝી વિનવે.

રાઘવજી ઝાલી રહ્યા, એ ચંપાની ડાળ,
સીતાના વિયોગથી, કરે મન વિચાર.

જીરે લક્ષ્મણજી વિરા તમને વિનવું, જઇ લંકા મારો રાવણ રાય;
લાવો સીતાને મને મેળવો.

જીરે સીતા વિના નથી ગોઠતું, મ્હારા દિવસો વરસ સમા જાય;
ક્યારે મળે તે સીતા સાંભરી.

લક્ષ્મણજી કહે બંધવા, છો સહુવ્યાપી આપ,
શક્તિ તમારી દ્યો મને, લાવું સીતા માત.

જીરે રામજી રીઝ્યા અતિઘણું, આપી શક્તિ તે લક્ષ્મણ અંગ.
સાથે હનુમંતને આપીયા.

જીરે બાળી લંકાને અસુર મારીયો, યુદ્ધ કરી સીતાને લાવ્યા ઘેર.
રામ સીતાજીને મેળવ્યા.

---

## ૧૮

### રાગ—ઝરમર ઝરમર વરસે મેહ—

માતા દેવકીએ દાતણ માગીયાં હો આજ, ઉગતા સુરજમાં શ્રીપાસ
નવ રૂક્ષ્મણીએ માગ્યા બોલ સાંભળ્યા હો આજ, ઉગતા.
માતા દેવકીજી માનભંગ લાગીયાં હો સાજ . દેવકી.

કૃષ્ણજીવને જાણીયું, માતાનું અપમાન,
ક્રોપ કરી અંતર વિષે, લીધાં નહિ જળપાન.

મ્હાલા બળીભદ્ર વીરને જઇ વિનવે હો આજ — દેવકી.
લઇ જાઓ હવે રૂક્ષ્મણી વનવાસમાં હો આજ — દેવકી.

એણે દુભ્યાં દેવકી, તેથી દુભ્યું મ્હારૂં મન.
ગંગા તીર્થે મુકી આવજો થાએ તે પાવન.

કૃષ્ણ કોપ જાણી કંપે રાણી રૂક્ષ્મણી હો આજ — દેવકી.
કરી પસ્તાવો ને રૂવે હૈયા ફાટતે હો આજ — દેવકી.

ક્ષમા કરો હે નાથજી, મને પરહરશો નહિ નાથ.
પ્રાણજીવન પાએ નમું, રાખો હૃદયા સાથ;

મને ક્ષમા કરો એકવાર કંથજી હો આજ — દેવકી.
કહો તો નમું માતા દેવકીને પાય, હું હો આજ — દેવકી.

કૃષ્ણ કહે તેં કામની, અપમાની મુજ માત,
પ્રમાદ શું પ્રીતિ કરી, જેથી થયો ઉતપાત;

વ્હાલી રૂક્ષ્મણી જો રાખે માન માતનું હો આજ, — દેવકી.
તો તો તું છે મ્હારો હૈયા કેરો હારડો હો આજ — દેવકી.

કોપે જે કરી આજ્ઞા, તેતો ફરે નહિ જાણ,
શીઘ્ર જાઓ સુંદરી, પાળી વચન પ્રમાણ;

પાછાં માસ છમાસે વેગે આવજો હો આજ — દેવકી.
તમે સાસુ શ્વસુરને પૂજ્ય માનજો હો આજ — દેવકી.

---

૧૯

### રાગ—હાલો હાલો હાથણી શણગારો રે.

સીતાજી તો કહે છે માતાને વાતરે, વરવા છે મ્હારે રાઘવ રાય રે,
માડી મને રામજી વર વરાવો રે, લગ્ન તણી કંકોતરી મોકલાવો રે.

દશરથનંદન રામજી, ચૌદ ભૂવનનો નાથ;
પરણાવો પ્રીતે તમે, મુજને તેની સાથ.

માજી મને એ વરને પરણાવો રે, લેવો મ્હારે રામજી સાથ લ્હાવો રે;
વસ્યા મ્હારે અંતરે એ રઘુવીર રે, તનમનથી કરીને સોંપ્યું શરીર રે.

જનકપત્નિ કહે જાનકી, શાથી મોહ્યું મન;
રામ વરે જો તુજને, તો જીવતર તુજ ધન.

કીધી ત્હારા પિતાએ મ્હોટી હોડ રે, મચ્છ વીંધે ધનુષ્ય લઇ તો પુરે કોડરે;
સ્વયંવરનો મંડપ રચાવી આજરે, દેશના વિદેશના આવશે રાજ રે.

સીતાજી કહે માવડી, સહુ સહીયરની સાથ;
ગંગાતીર્થ પાણી ગઇ, ત્યાં દીઠા રઘુનાથ.

રામ લક્ષ્મણ ઉભા કુપીકા ઘાટરે, હસ્ત ગેડી રૂપા દડુલો હાથ રે;
જોઇ રવિ સ્વરૂપ મ્હોયું મનરે, વરી હુતો કર્મ મન વચન રે.

સંદેશો મેં મોકલ્યો, શાણી સૈયર સાથ;
રાઘવજી વરજો મને, તનમન છે તમ હાથ.

મેના કહે ભાગ્યવંતી તું બાળરે, વિના શ્રમે આવી મળીયા દયાળ રે;
ચશે મ્હારે રામજી શીરનો તાજરે, ધન્ય ઘડી ધન્ય દિવસ સુભાગ્ય રે.

---

## ૨૦

## શાર્દુલ.

પ્રથમ શ્રી ગણનાથ પૂજન કરી, વિઘ્નો નિવારે સહુ;
પ્રેમે પૂજન પુષ્પ પત્ર ગૃહીને, ભાવે કરોની બહુ;
વંદીએ ગણનાથ દેવ તમને, દ્વી હસ્ત જોડી પ્રભુ,
વિઘ્નો દુર કરી હરી વિઘનને, સૌભાગ્ય આપો પ્રભુ. ૧

દુંદાળો દુઃખ ભંજનો ગજમુખો, કિશોર શ્રી દેવ છે,
તેને મંગળ કાર્યમાં વિનવજો, જે સર્વનો સેવ્ય છે;
શિવાનંદન વંદને પ્રસન્ન છે, દીર્ઘાયુ દો અચળ,
આપીને વરદાન વ. વધુનું, નિત્યે કરો મંગળ. ૨

આપો પ્રેમ અચળ દંપતી, હૃદયે પવિત્ર અવિચળ,
સંસારે સુભાગી સ્વધર્મ ભૂષણો, નિત્યે કરો મંગળ;
જોડીને દ્વય હસ્ત આશીષ વદું, હોસુખ વિમળ,
પામો સુખ પવિત્ર દંપતિ ઘણું, નિત્યે હજો મંગળ. ૩

૨૧

## ગણપતિ આગળ ગાવાનું.

### રાગ પુનેમ ચાંદનીનો.

પ્રથમે ગણપતિ નામ ઉચ્ચારજો રે, સિદ્ધિ બુદ્ધિ સાથે રહેજો લક્ષ લાભ,
મંગળ દિન આજે વિઘ્નહરને તેડજો રે;
રત્નજડિત મંડપ રચાવજો રે, સાંતો આળેખજો ગણપતિ દેવ. મંગળ.

સિંદુર ને ગેરૂ લઇ, આળેખો ગણનાથ,
સિદ્ધિ બુદ્ધિ સેવા કરે, લક્ષ લાભની સાથ;

રવિ શશી શુભ સન્મુખ શોભાવજોરે, પાસે આળેખજો ગણેશનું વાહન. મંગળ.

અર્ચન કરજો હેતથી, ચરણે નામી શીષ,
આવાહન કરી ઇષ્ટનું, પધરાવો જગદીશ;

સુસૌભાગ્યવતી મહીયારી તેડાવજો રે, ગોર પાસે કરો ગણેશનું પૂજન. મંગળ.

કુંકુમ ગુલાલ અબિલને, સિંદુર ફળ ફૂલ સાથ,
લગ્નારંભે પૂજજો, ગણપતિ ઉદય પ્રભાત.

ગૌરી પુત્રને ઘૃત અને ગોળનું રે, ધરો નૈવેદ્ય પંચામૃત સ્નાન. મંગળ.

વામાંગે સિદ્ધિ રહી, દક્ષણ બુદ્ધિનાર,
છત્ર ચામર ધારી રહ્યા, લક્ષ લાભ કુમાર.

સિદ્ધિ વિનાયક પ્રસન્ન સદા હજો રે, કરો દંપતિનું અખંડ કલ્યાણ. મંગળ.

---

## મંગળાષ્ટક.

૨૨

### શાર્દુલ.

તત્સત મંગળ દેવને નમી નમી, શાન્તિ ચહો અચળ,
લગ્નોત્સવ વિભુ પધારી દીનના, પ્રભુ કરો મંગળ;
છે આ શુભ ઘડી અને પળ બધી, રક્ષા કરો સબળ,
શર્મે જુગલ દંપતી વિભુવરા, આવી કરો મંગળ. ૧

આશીરવાદ વદો સુવેદ મુખથી, ભૂદેવતા સકળ,
મુકી મંગળ હસ્ત દંપતી શીરે, વિભુ કરો મંગળ;
રિદ્ધિ સિદ્ધિ સુબુદ્ધિ આયુષ અતિ, સૃષ્ટિ સુખો અચળ,
આદિ અંત સુશીલ દંપતિ તણું, વિભુ કરો મંગળ. ૨

સીતા રાઘવના સમી પ્રીત વધો, નીતિ વસો સકળ,
નીમે વહે નીજ ધર્મમાં વરવધુ, નિત્યે કરો મંગળ;
કીર્તિવંત કરો વધુવર પ્રભુ, આ યુગમાં અચળ,
રહેજો સાંનિધ્ય ઈશ સર્વ સ્થળમાં, નિત્યે કરો મંગળ. ૩

કાપો ક્લેશ વિશેષ શાંતિ દઈને, બુદ્ધિ કરો નિશ્ચળ,
વૃત્તિ સ્થિર કરો વિવેક દઈને વિભુ કરો મંગળ;
કાપો સંકટ સર્વ વિઘ્ન શીરના, જે હોય સૌ અકળ,
પાદાંબુજ વિષે નમે ઉભય આ, પ્રભુ કરો મંગળ. ૪

વંદે વિશ્વ વિષે શ્રી ઈષ્ટ નમીને, સુખો ચહી સકળ,
આપો સુખ અખુટ ભક્ત ગણને વિભુ કરો મંગળ;
વિશ્વેશા પ્રભુ વિશ્વપાલક તમે, દૃષ્ટિ કરો વિમળ,
શરણે આ શિશુ શુદ્ધ દંપતી રહ્યાં, તેનું કરો મંગળ. ૫

વિદ્યા ધન અને નાતિ વિમળતા, આપો સદા સરળ;
શક્તિ રૂપ ને વધુ શીલવતી વિભુ કરો મંગળ;
વિશ્વાધીશ ધરાતળે વંદુ છું, પવિત્ર ને પ્રબળ,
વૃષ્ટિ તુજ કૃપા કુસુમની કરો, એ યાચના મંગળ. ૬

સર્વાધીશ પ્રભુ તમે સર્વના, માતા પિતા સબળ,
છો સ્વામી સહુના સખા વીર તમે, કરો કૃપા મંગળ;
સૃષ્ટિનં સહુ નિત્ય હિત કરતા, સુવાસના સકળ,
પ્રાણી માત્ર વિષે પ્રભુ વસાત છો, સૌ અંતરે મંગળ. ૭

હર્ષે મંગળ કાર્યમાં રહી પ્રભુ, સાંનિધ્ય તો સબળ,
રીઝી આશીષ દો પ્રભુ હૃદયની ઈચ્છા કરી મંગળ;
સુખે તું સુખા ને દુઃખે દુઃખી થતો, ભક્તિ થકી અચળ,
ધરો તુજ કૃપાનું ફૂલ શીરને, નિત્યે કરો મંગળ. ૮

## પોંખતી વખતે ગાવાનું.

૨૩

### રાગ—હાલો હાલો હાથણી શણગારો રે.

વાગે વાગે વાજાં ઢોલ શરણાઇ રે, આવે છે સજન શાણા વ્હેવાઇ રે.
જરીયોનાં તોરણ બંધાવો રે, રત્નતણા બાજઠો મંડાવો રે.

વર અમુલી આવીયા, સૂર્ય સમુ શુભ રૂપ.
ચંદ્ર કળા સમ રૂપવતી, કન્યા શુભ અનુપ.

થાળ ભરી ફુલડીયાં મંગાવો રે, મહાવરને હર્ષોથી વધાવો રે,
સુવર્ણ રૂપાના સંપટ લાવો રે, મહાવરને મોતીડે વધાવો રે,

શ્વેત થાળ રૂપા તણો, મુક્તાફળના હાર,
હર્ષે લો ઓવારણાં, ગુણીયલ આવ્યા દ્વાર.

મહાવરને પૂજ્યને પાટલો સ્થાપો રે, કુળવંતી ગુણશીલ કન્યા આપો રે,
દિસે સતી રાઘવના સમજોડ રે, ઈષ્ટદેવે પુર્યા છે મન કોડ રે,

નંદનંદન દીપે રૂડા, દશરથનંદ સમાન
આશિર્વાદ વદે વિપ્રુ, ગાંધર્વ ગાએ ગાન.

---

## કન્યાદાન સમયે ગાવાનું ગીત.

૨૪

### રાગ—માતાજી શું વાત કરે છે સીતા કે.

આજે આવ્યો આનંદનો શુભ દહાડો કે, કન્યા દાન દેવા વંશે વારો કે,
આજે મ્હારે આંગણે ઓચ્છવ સારો કે, સરસ્વતી જેવી કન્યાનું દાન છે રે.
માતા કુખે રત્ન એ રૂડું અમુલુ કે, દાન પાત્ર આંગણે આવ્યું સગુણું કે
ધન્ય ભાગ્ય કન્યાનું દિસે સલુણું કે, સરસ્વતી જેવી કન્યાનું દાન છે રે.

ગિરિ તનયાએ આદર્યો, જેવો તપ સહાવન;
વરવા વિશ્વંભર પતિ, અર્પીને તનમન.

તેવો તપ કન્યાએ છે કીધો કે, વિનવી ને વિલકી વર માગી લીધો કે,
કૃપા પ્રભુએ કરી માગ્યો વર દીધો રે, સરસ્વતી—

ભાગ્યવંતી કન્યા મહાવર પામી કે, ગુંડમા આજે ત્રિભુવનના સ્વામી કે,
આવે હવે ભજજો તમે થીર સ્વામી કે; સરસ્વતી.

અહલ્યા તારા દ્રૌપદી, સીતા સાવિત્રી જેમ;
અનુસૂયા અરૂંધતી, સમ સતી થઈ તેમ.

તેવી નીતિ રીતિ કન્યા ઉર લેજો કે, ઉભય કુળ ઉમંગે ઉજાળી દેજો કે
અવિચળ પદવી સૃષ્ટીમાં લે જો, સરસ્વતી.

---

## હસ્તમેળાપ વખતે ગાવાનું.

૨૫

### રાગ—ઉગ્યો સખી સૃષ્ટીનો શૃંગારહાર.

ધન્ય ઘડી ધન્ય દિન આજ છે, વરવધુ હસ્ત મેળાપનો,
ધારી ધીર સ્થિર રહો ચિત્તમાં, સાચવીને એક આજનો સમો.

ધન્ય ભાગ્ય કન્યા તણું, વરી વર ગુણીયલ ધીર;
સીતા સાધવી જેમ વર્યા, સ્વયંવરે રઘુવીર.

શૈલસુતા કેરી સાથ વરે જેમ મહા બળી રે,
કૃષ્ણ રૂક્મણીના હસ્ત જેવા રહ્યા મળી રે,
વિધિએ તેમ ગૃહો વહુ વર હાથ, રહોની સુખ દંપતિ નિત્ય આબાદ. શૈલ૦

કામ રતિ સમ જોડલી, અવિચળ આયુષમાન,
યશ આબાદી ભોગવો, પામો શિવ સન્માન.

સીતા રાઘવ જેમ યશવાન, સાવિત્રીને સત્યવાન;
દ્રૌપદી પાંડવના સમાન, અત્રી અનસૂયા સમ યશવાન;

અવિચલ જેમ અરૂંધતી, ધ્રુવ નક્ષત્રો જેમ,
જુગલ દંપતિને હજો, અવિચળ આયુષ તેમ. ધન્ય.

---

## મંગળ ફેરા ફરતી વખતે ગાવાનું.

૨૬

### રાગઃ—માતાજી શું વાત કરે છે સીતા કે.

પહેલું તમે મંગળ હોંસે ફરજોકે, મુખે અંબા ગણેશને સમરજોકે,
શાન્તિ હસ્ત શીરપર તેનો ધરજોકે, શુભ ઘડી પરણી રહો સુખ આનંદમાંજો.

બીજું કન્યા મંગળ મનથી ફરજોકે, સુર્ય અગ્નિ બ્રહ્મને વિનવજો કે,
સાક્ષારૂપે સાન્નિધ્ય રહેવા પ્રભુમજોકે શુભ ઘડી પરણી રહો સુખ આનંદમાં જો.

ત્રીજું તમે મંગળ વિનયે ફરજો કે, પંચ દેવની પ્રીતે પ્રદક્ષણા કરજો કે,
ધ્યાન તમે શુદ્ધ હૃદયથી ધરજો કે, શુભ ઘડી—

ચોથું તમે મંગળ પ્રીતે ફરજો કે, સતી ધર્મે રહેવા પ્રતિજ્ઞા કરજો કે,
શુભ પંથે સાવિત્રી સમ પગલાં કે, શુભ ઘડી—

ચાર ફેરા ફરી તમે બંધાયાં કે, કન્યારૂપ ટળી ગૃહધર્મો ગૂંથ્યા કે,
સ્થિર વૃત્તિ આપે પ્રભુ કરી માયા કે, શુભ ઘડી—

સાસુ પૂજ્ય સસરાને નિત્ય નમજો કે, પતિ દેવ દેહમંદીરમાં સમરજો કે,
ઇષ્ટ દેવ મ્હોટા તેને ગણજો કે, શુભ ઘડી—

શ્વશુર પક્ષ સગાંથી ધર્મે વરતજો કે, વિષમ નીધિ વિવેક વહાણથી તરજો કે,
નીતિ સહ સંસારી વ્હાણને ધરજો કે, શુભ ઘડી.—

બ્હેની હરિનું સુખ અંતર રાખી કે, વિશ્વમાં વિશ્વેશ્વરને ભાખી કે,
આપે આશીષ અવનિપતિ આશાથી કે, શુભ ઘડી—

---

## કન્યાને શીખ.

૨૭

### રાગ—ચાલો સાહેલી.

બ્હેની ઓ મ્હારાં ( ૨ ) ધારી વિવેકને આ સંસારમાં વિચરીએ. બ્હેની.
શીખ આ સારી, ઉરમાં ધારી, શીયળ ભૂષણ અંગે ધરીએ
ભવ નીધિમાં વિષ્ણુ નામથી, વિષય વમળથી ઉગરીયે. બ્હેની.

સુખકર દુઃખ હર પતિઆજ્ઞામાં, નિમગ્ન રહી આનંદ કરીએ,
જગત નિયંતા સાહ્ય થશે નિત્ય, પાપ કર્મથી જો ડરીયે. બ્હેની.

વિશ્વની બાજી મહા છે પાજી, સત્ય પાસાથી તે રમીએ,
પરણ્યો પતિ નિજ બિરૂ સમજવો, તે શું ખેલો ખેલવીએ. બ્હેની.

દાવ પેચને કપટ કુડની બાજી રમી નવ હેળવીએ,
હરિના સુખની આશ ધરી મન, પ્રપંચ પાસા નવ ધરીએ. બ્હેની.

---

૨૮

### રાગ—રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં.

શાણી પુત્રી સીધાવ તું સાસરે,
શુણી, શુભ શીખામણ "આજ, સ્વસુર સમાજ, સદાચાર પાળજે.

જેનો ગરવો ગંભીર સ્વભાવ છે,
સદા રાખજે જાળવી ટેક, છે લાભ અનેક. સદાચાર.

પતિવ્રતમાં તમે નિપુણ થજો,
ભજો ભક્તિએથી ભગવાન, થશો નહિ નાદાન. સદાચાર.

રામ લક્ષ્મણ શત્રુઘ્ન ભરત સમા,
બંધુઓની તું લાજ વધાર, થઈને ઉદાર. સદાચાર.

માત તાતની લાજ વધારજે,
સજી શીયળ ભૂષણ શણગાર, શોભીતો અપાર. સદાચાર.

પતિ પૂજ્ય ગણી પ્રણમો સદા,
એ છે દેવ તણો તમ દેવ, તેની કરો સેવ. સદાચાર.

અન્ય દેવ એથી વડો નથી,
સતી સ્ત્રીને પતિ મહાદેવ, જપો ધરી ટેવ. સદાચાર.

પતિવ્રતથી પ્રભુ પ્રસન્ન સદા,
સતી સાથ રહે અહોનિશ, જગત તણો ઈશ. સદાચાર.

વૃદ્ધ વડીલ શ્વશુર પક્ષને નમો,
ગણો નણદીને બ્હેની સમાન, દીયેરને દો માન. સદાચાર.

ક્લેશ કુસંપ પંથ તજો સદા,
સત્ય માર્ગે ધરો તમે પાય, સંપે પતિ રીઝાય. સદાચાર.

પૂર્વે સતીયોના નિયમ સંભારીને,
તમે રાખો સન્નારીની રીત, થશે સુખ અમીત. સદાચાર.

રૂપ ગુણનો ગર્વ ના ધારશો,
એ છે મૃગજળનાજ સમાન, મિથ્યા અભિમાન. સદાચાર.

હોય રૂપવંતી ગુણવતી નાર જો,
પણ સમજે નહિ સુઆચાર, ધિક્કાર તે નાર, સદાચાર.

ગુણ યૌવન રૂપ ધન સર્વ છે,
સતી પતિવ્રતમાંહી તમામ, રાજી રહે રામ, સદાચાર.

હરિસુખ સંસારે સંતોષનું,
ગુણ આદી થજો ગુણવાન, થશે સન્માન. સદાચાર.

## જમાઇને વિનંતી.

### ૨૯

### શાર્દુલ.

સુણો નમ્ર વિનંતી સુજ્ઞ ઉરમાં, હર્ષે થકી ધારજો,
વિદ્યાશીલ નિપુણ સર્વ વિગુણે, વિજ્ઞપ્તિ સ્વીકારજો;
પુત્રી રત્નજ પારકું કરી પડું, સોંપું છઉં હસ્ત તે,
રક્ષા તેની કરો સુસ્નેહ ધરીને, રહો પ્રીતિ અસ્તરે. ૧

પ્રેમી અંતર ભાવ ને વિષયથી, સંભાળજો રત્ન આ,
એ છે સ્વચ્છ વિશુદ્ધ અંતર વિષે, શોભી રહે હસ્તમાં;
કીધાં છે બહુ લાડ પાલણ હમે, સોંપું સુખી સાથમાં,
વિદ્યાદાન દઇ સુગુણ શીખવી, અરપું ગુણી બાથમાં. ૨

ધારે જો નર શોધવા અવગુણો, નારી વિશે પ્રબળ,
દોષો દૂર કરી ધરી ગુણ હૃદે, સ્નેહે રહો સબળ;
રાખી નિત્ય ક્ષમાતણું કુસુમને, પ્રેમેથી વધાવજો,
પાળી દંપતિ ધર્મ સર્વ વિનયે, પ્રિતેથી વસાવજો. ૩.

## કન્યાને વળાવતી વખતે ગાવાનું.

### ૩૦

#### રાગ—હાલો હાલો હાથણી શણગારો રે.

ઉઠો રાયજી વ્હેલડીયો જોડાવો રે,
સીતાજીને સાસરીયે વળાવો રે;
ગજ રથ પાલખી અશ્વો આપો રે.
દાસ દાસી સેવક સાથે સોંપો રે;
ઉઠો રાયજી જોશીડા તેડાવો રે,
સીતાજીને શેલા શાળું આપો રે;
ચિરચોળી પટોળાં આપો રે,
ઉઠો રાયજી સોનીડા બોલાવો રે;
સીતાજીને શોભીતા શણગાર આપો રે,
હાથે ચુડી હેમનાં કંકણ ઘડાવો રે;
મુકતાફળના હાર તે રત્ને જડાવો રે,
ઉઠો રાયજી વ્હેલડીઓ જોડાવો રે;
સાસરવાસો શોભીતો આપી વળાવો રે;
થાળ ભરી મોતીડાં અણાવો રે;
સીતાજીને રામજીને વધાવો રે.

---

### ૩૧

#### રાગ—લીલા વાંસની વાંસળી રે, મારગે વાગતી જાય.

દુદુંભી વાગીયાં દેવનાં રે, ગીતો અપ્સરા ગાય;
પુષ્પની વૃષ્ટિ અંતરીક્ષથી રે, સીતાજી સાસરે જાય.
દુદુંભી વાગીયાં દેવનાં રે, ગીતો અપ્સરા ગાય;
ગુણ ગાંધર્વ સહુ ગાઇ રહ્યા રે, સીતાજી સાસરે જાય.
દુદુંભી વાગીયાં દેવનાં રે, ગીતો અપ્સરા ગાય;
ચાર તે વેદ આશીષ વદે રે, સીતાજી સાસરે જાય.

દુદુંભી વાગીયાં દેવનાં રે, ગીતો અપ્સરા ગાય;
રાય જનકજીની બેટડી રે, સીતાજી સાસરે જાય.
દુદુંભી વાગીયાં દેવનાં રે, ગીતો અપ્સરા ગાય;
અયોધ્યા નગરીનો રાજીયો રે, રામજી સીતા લઇ જાય.

## વરને પસલી ભરાવતી વખતે ગાવાનું.

### ૩૨

રાગ—'લે લાડકડા સુનૈયાંની મુઠ.'

સાયરે અસુર ઘડી જાય, ભરાવો પસલી મહીયારી રે.
સાત સોપારી શ્રીફળ લાવજો રે.
તાંદુલ રૂપૈયાની મુઠ, ભરાવો પસલી.
ગણપતિ દેવને નમી નમી રે.
શુકન જોઇ અશ્વે ચ્હડો ધીર, ભરાવો પસલી.

### ૩૩

શુકન જોઇને સાંચરજો રે, દેવાંગના કન્યાને તમે વરજો રે;
શુકનમાં વિઘ્નેશ્વર સમરજો રે, સિદ્ધિ બુદ્ધિ અંતર વસજો રે,
લક્ષને લાભ તણી છે જોડ રે, સાંનિધ્ય વસજો સદા જોડ રે,
શુકનમાં મળીયો છે કંશીડો રે, શ્રીફળ આપી પાછો વળીઓ રે.
શુકનમાં મળીયો છે માળીડો રે, ફુલ વધાવી પાછો ફરીયો રે,

## ઘોડે ચડતાં ગાવાનું.

### ૩૪

રાગ—કુંવર પાવડે પગલાં ચ્હડીયા રે.

કુંવર ઘોડે તે અશ્વે ચ્હડીયા રે, તમારાં વિઘ્નો હરિએ હરિયાં રે.
આજે સહુ વ્હાલાં હરખે મળીયાં રે, ગાએ ગીતોને આનંદ ભરીયાં રે.
દહિં લુણ ઓવારીને નાખ્યાં રે, તમારા વેરીનાં હૈયાં છે ફાટયાં રે.
મામા કુંવરને ઘોડે ચઢાવે રે, વરની બ્હેની તો લગામ ઝાલે રે,
આપો બ્હેનીને રૂપૈયા ઝાઝા રે, વધે કીર્તિ ને લોકમાં માઝા રે.

---

## વરના તરફથી પોંખતી વખતે ગાવાનું.

### ૩૫

**રાગઃ—શેરી શેરી ઘુઘરડા વાગે રે.**

શેરી શેરી ઘુઘરડા વાગે છે. દશરથ રાજાની જાન આવે છે,
સહુ શેરી મુકાને માગ કરો, જઈ જનક રાજાને જાણ કરો.

છે જાન હમારી મ્હોટી રે, નવ કરશો ઘડી એક ખોટી રે.
વ્હેવાઇ મંડપ મ્હોટા રાખો રે, આવે રામ લક્ષમણ તે પોખો રે.

વેવણ આંગણે બાજઠ ઢાળો રે, વર પોખવા આવ્યો વાનો રે,
સીતા સુભાગી ઈશ્વર પામી રે, છે ત્રિભુવનના એ સ્વામી રે.

---

### ૩૬

**રાગઃ—રવાડીએ નવ પોઢીસ રે સાસુ.**

પોખણું લઈને આવો રે વેવણ,
મહાવરને ઝાઝું ન તપાવો રે વેવણ,

વેવણ સાચવજો તમે રીત રે,
તમે પોંખજો આણી પ્રીત રે,

તમે આજે સૂર્યોદય જાણો રે,
તમારી કન્યાનું ભાગ્ય વખાણો રે.

એક અમુલી વર છે જાણો રે,
હીરા મોતીથી મોંઘો પ્રમાણો રે,

જોજો હીરો ઝાંખો ન થાય રે.
રખે મોતીનું નુર તો જાય રે,

વેવણ માંડવે ચંદ્રનું તેજ રે,
તે તો મહાવરથી તું પેખ રે.

---

## વહુ વર લઇ જતી વખતે.

૩૭

રાગઃ—હમારે દરાખ ચારોળીના મેવા રે.

હમારે આજે તો મંગળ દહાડો રે,
વહુવર લઇ જવા આવ્યો વારો રે.
હમે આવ્યાં તે વહુવર લેવા રે,
આજે ત્રુઠયા છે ત્રિભુવન દેવા રે,
અમે જઈશું તે વહુવર લઇને રે,
તમારી કન્યા હમારી થઇ છે રે.
પુર્ણ પુન્યથી શ્રીહરિ ત્રુઠયા રે.
હવે હક તમારા છે ઉઠયા રે,
વેવણ મનનાં હવે શું વિમાસો રે,
વીલાં વીલાં થઇ શું ગાશો રે,
સુખી સાસરે પુત્રી વળાવો રે,
જાણો આંગણે મંગળ દહાડો રે,

---

૩૮

આજે મ્હારે આનંદનો દીન ગુણીયલ વરપામી કન્યકા રે,
સુના મ્હારાં આંગણા ભૂવન લાડકડી ચાલ્યાં સાસરે રે.
રહે બ્હેની અખંડ સૌભાગ્ય શાન્તિએ દીન નિર્ગમો રે;
લીધી બ્હેની સાસરીયાંની વાટ. **લાડકડી.**

મુકયું બ્હેની ભણતર ને પોથીઓ રે,
વિસારીને મહિયરનાં હેત, **લાડકડી.**

લાડકડી તો કોડે જાઓ સાસરે રે,
મૂકી સર્વ સહીયરોનો સાથ, **લાડકડી.**

લાડકડીએ લીધું મનમાનતું રે,
કરે બ્હેની સાસરીએ કારભાર. **લાડકડી.**

મૂકી બ્હેને કુંચીઓ મહીયરની રે,
સાસરીયાંની સેવા ધરી હાથ, . લાડકડી.

કુળને ઉજાળો તમે કન્યકારે,
કીર્તિ સંપ વધો કુળમાંહિ, લાડકડી.

નીતિ નીયમે સ્વામીને સંતોષજો રે,
પતિ સેવજો સદાય, લાડકડી.

શીયળેથી શ્રીહરિ પ્રસન્ન છે રે,
ત્રિભુવન હરિસુખ થાય. લાડકડી.

---

## ૩૯

### રાગઃ—જીરે ગીણી રે વેલે ગાદી હળાવો.

જીરે જનક વહેવાઇ હવે વેહેલો જોડાવો,
રથ પાલખીને વાજાં રે મંગાવો. રામ સીતાને વળાવો રે
મ્હારા જનકજી વહેવાઈ.

જીરે આજે તો હમને અસુર રે થાય,
શુભ ઘડી ને શુભ ચોઘડીયું રે જાય, સુમુહુર્તમાં વળાવો રે. મ્હારા.

જીરે સાજન સર્વે સજ્જન આવ્યા,
દેશ વિદેશના મિત્રો રે આવ્યા, સહુ જનને વહેલા વળાવો રે. મ્હારા.

જીરે સીતાને આપીને સર્વસ્વ આપો,
પ્હેરામણીને સાસર વાસોરે આપો, સકાકણા દાન તમે આપો રે. મ્હારા.

જીરે ચોરીરે આપો ચંદરવારે આપો,
આપો તમે શાલ દુશાલા ને રે માફો, અશ્વ ગજને ગાયો આપોરે. મ્હારા.

જીરે દાણીરે આપો ને દાસો તો આપો,
ઘરની ઘર વકરી સરવે રે આપો, સીતાને આપોને રામ વળાવો રે. મ્હારા.

જીરે આપ્યું તમારૂં સર્વસ્વ પહોંચ્યું તું,
સીતાજીનું સ્હેજે પીયેર પનોતું, લાડકડી સીતા હમને પ્હોંચી રે, મ્હારા.

---

# વેવાઇને ગીત સંભળાવતી વખતે.

## ૪૦

રાગ—મ્હારા રે સ્વામી બોલોની વ્હાલા.

ભલે રે આવ્યાં વેવણ સહુ શાણા,
શાણા રે મળે નહિ નાખે નાણા. ભલે.

વેવણ મ્હારા મલપતાં રે આવે,
સાથે રે સહુ સગાં સ્નેહી લાવે. ભલે.

વેવણને તો સ્વજન સહુ ભાવે,
ભલુ રે ભાગ્ય વેવણ ઘેર આવે. ભલે.

આપી માન મન્ડું રીઝાવો,
ફરી ફરી અવસર નથી આવો. ભલે.

જનક પત્નિ મેના આદર આપો.
સીતાજીને ઉચ્છંગે સ્થાપો. ભલે.

કૌશલ્યાજીનો સ્વભાવ છે શાણો,
લક્ષ્મણજી તો પારસમણી જાણો. ભલે.

ભરતજી તો ભક્તિ તણો કયારો,
શત્રુઘ્ન છે સહુને પ્યારો. ભલે.

રાઘવજી તો સર્વજ્ઞ સહુ વ્યાપી,
સીતાજીને તેને અંતર સ્થાપી. ભલે.

જુગલ જોડ બહુજ લલીત દિસે,
નથી રે એવી જોડી પૃથ્વી વિશે. ભલે.

સીતા સુભાગી મુખ કહેવું,
હરિસુખ રામ શરણ રહેવું. ભલે.

૪૧

### રાગ—ચાલો સાહેલી.

ભલે પધાર્યા ( ૨ ) સ્નેહ ધરીને પાવન અમ મંદીર કરીયાં.
મંગળ દીન આ આજ દિવાળી લગ્નોત્સવમાં સહુ મળીયાં. ભલે.

હર્ષ ઉમંગે, સહુ મળી સંગે, આનંદ ઉત્સવ ઉજવીયા,
સુખ કર દુઃખ હર ઈશ્વર વંદી, યશ કીર્તિને વશ કરીયા. ભલે.

આનંદવંદન દશરથનંદન, સુખકંદનને સહુ નમીયા,
સુકન્યાનું દાન કરીને, સજ્જન વહેવાઈ રીજવીયા. ભલે.

સગુણ નિર્ગુણ રામ ચતુરવર, સતી સીતાજીને વરીયા,
ત્ર્યંબક તોડી ધરા ધ્રુજાવી, ભરી સભા યશ મેળવીયા. ભલે.

---

## સુભદ્રાની કંકોત્રી.

૪૨

### રાગ—કંકોત્રીનો.

સંદેશો સુભદ્રાએ કહાવ્યો, ભ્રાત બળીભદ્ર કૃષ્ણજી આવો.
રૂડા અવસર લેજો હે વ્હાલા, મોસાળું લાવજો અનગમતું.

મ્હારા વ્હાલા બળીભદ્ર ભાઈ, વીરા કૃષ્ણજી આવજો ધાઈ,
વાટ જુએ સુભદ્રા બાઈ, મોસાળું.

વ્હાલી ભાભીઓને સાથે લાવો, મ્હારા વ્હાલા વીરાઓ આવો,
બ્હેની સુભદ્રાને ન તરસાવો, મોસાળું.

વીરા વ્હાલેથી હું કરૂં દાવો, છાબ ભરી મોસાળાંની લાવો,
બ્હેની સુભદ્રાને મન ભાવો, મોસાળું.

સહુ મહીયર મંડળ આવો, આવો ફરી ફરી નહિ આવે વારો,
લેવો મ્હારે મહીયરીયાંનો લ્હાવો. મોસાળું.

સાસુ કહેશે પનોતી છે વહુ, ગુણ ગાશે સાસર વેલ સહુ.
વ્હાલા વિવેકી કેટલું કહું, મોસાળું.

જેવું દ્વારામતિ પૂર શોભે, તેવાં લાવો મોસાળાં તો ઓપે.
નહિ આવો તો શ્વસુર પક્ષ કોપે; મોસાળું.
વ્હેલા આવો માડી જાયા વીર, લાવો શાલ દુશાલા ને ચીર.
બંધુ બળીભદ્ર કૃષ્ણજી વીર, મોસાળું.
સેલાં પાઘડી લાવજો શોભે, વીરા મોસાળું અમુલ્ય ઓપે,
મ્હારૂં મંદીર તમ વડે શોભે, મોસાળું.
કૃષ્ણ નામના કંકણ લાવો. હરિ નામના હાર શોભાવો,
યશ ચાંદ ચતુર્ભુજ કરાવો, મોસાળું.
વેગે વિઠ્ઠલ અવસરે આવો, શ્રીહરિ સુખનો લઉં લ્હાવો.
શોભા વધારી કીર્તિ કરાવો, મોસાળું.

## ૪૬

### રાગઃ—કંકોત્રીનો.

મ્હારે આંગણે દુદુંભી વાગે, શેરી શેરીએ ધુઘરા ગાજે,
ગાએ ગીત સુંદર સુઅવાજે, મલપતું આવીયું રે મોસાળું.
ઉઠો દિયરજી શેરીઓ સમરાવો, રૂડા ગલીચા શેત્રંજી બીછાવો,
રૂડા મંડપને શોભાવો, મલપતું.
હું તો વાટડી જોઇને રે ઉભી, મ્હારા પગની તે પાનીઓ દુખી
વ્હાલા વીરાને જોઈ થઈ સુખી, મલપતું.
થાળ ભરી મોતીડાં રે લાવો, મોસાળાંની છાબ વધાવો,
હર્ષતોરણથી મંડપમાં લાવો. મલપતું.
એ તો દ્વારામતિ પતિ આવ્યા, મન ગમતાં મોસાળાંરે લાવ્યા,
સુભદ્રાના અવસર શોભાવ્યા. મલપતું.
સોના રૂપાના ફુલો ઘડાવી, મ્હરા વીરાને લઉં રે વધાવી.
મ્હારે આંગણે શુભ ઘડી આવી, મલપતું.
ધન્ય ભાગ્ય મ્હારાં મન ભાવ્યા, મ્હારે અવસરે ધાઇને આવ્યા.
મ્હારાં માગ્યાં મોસાળાં તો લાવ્યા, મલપતું.
કીધી શ્વસુરમાં વડી બેઉ ભ્રાતે, કૃષ્ણ બળિભદ્ર સંકટ કાપે.
હરિસુખ સરવને તો આપે, મલપતું.

---

## જનોઈ વખતે ગાવાનું.

### ૪૯

રાગ:—જનોઇનો.

આજે આનંદનો શુભ દહાડો,
સગાં સ્નેહી ઉમંગેથી મહાલો.
બ્રહ્મચારી કર્યો નંદલાલા
ગાઓ ગીત ઉમંગથી મ્હાલો.
શોભે નાડીયો બાળે વેશ,
માથે ફુલ વાડીના રે કેશ,
શોભે ચાંદલીયો રે લલાટ.
શોભે દંડ કમંડળ હાથ.
શોભે ઉપવિત નાધડી સ્કંધે,
લાલ બાંધ્યા ગાયત્રીના બંધે.
બ્રહ્મચારી થયા ભગવાન.
આપે બ્રહ્મા વેદનું જ્ઞાન;
ચારે વેદને કીધા છે પાઠે,
શીખે મુખ ઉપનિષદ આઠે.
ચૌદ લોકોનો લેખ લખાવે.
તેતો માયાવી જીવને ભમાવે,
ત્રિભુવનને જે વેદ ભણાવે,
તેને બ્રહ્મા વેદ ભણાવે.
જેની સત્તાથી સૂર્ય ચંદ્ર ભાસે
તે તો બ્રહ્માથી વેદને ભણે.
જગનાથ સદા નિરાકાર
થયા પરમાર્થથી આકાર.
માયા જગમાં જેણે ચલાવી.
જન્મ ધરી થયા છે માયાવી.

જે છે જગત તણા માત તાત,
તેનું કીધાં યશોદાજી માત.

એવા નટવર નંદના લાલા.
તેના અગણિત માયાવી

પ્રભુ રક્ષો તમે જનપુત્ર,
જે પહેરે જનોઈના સુત્ર.

થાએ બ્રહ્મચારી તમ દાસ,
શુદ્ધ સંધ્યા પ્રભુજી ભણાવો
બ્રહ્મચર્ય સંસારે પળાવો.

આપો આયુષ્યને યશ ભક્તિ
સેવે શંકર કૃષ્ણને શક્તિ.

વધે લક્ષ્મી, દરિદ્રો જાય.
શ્રીહરિ સુખ સન્મુખ થાય.

---

૪૫

રાગઃ—પ્હેરો રે જનોઇ.

થયા રે બ્રહ્મચારી પરિબ્રહ્મ નંદલાલા,
હાથમાં છે વેદપોથી ડંડ ધારી બાળા;
દેવકીના જાયા જશોદાએ દૂધ પાયા,
સ્વયંભૂ મોરારી તે તો જન્મ ધરી આયા.

વસુદેવ તાતા જેની દેવકીજી માતા,
નિષ્કામી નિયંતા જન્મી સકામી ગણતા;
વેદ શાસ્ત્ર વર્ણી જે છે તે તો વેદ શીખે,
કરી કર્મ શીખવે છે કર્મ સૃષ્ટિ વિશે.

પેરો રે જનોઇ બાળક, પ્રભુજીની રીતે,
ધર્મ ને નીયમ પાળો, ઈશ્વરના પ્રીતે;

જપો રે ગાયત્રી તમે, સ્થિર મંત્ર સાધી,
ચાર કાળ ચતુર્ભુજે જેની સંખ્યા બાંધી,
પેરે જનોઈ થાઓ બાળ બ્રહ્મચારી,
બાંધે જનોઈ દંડ કમંડળ ધારી;
વેદ ભણો હરિસુખ અંતરમાં રાખો.
દેવના તે દેવ તમને અવિચળ રાખો.

---

## જનોઇનું મોસાળું આવે ત્યારે ગાવાનું.

૪૬

રાગઃ—જનોઈ પ્હેરો રે નંદનાબડીયા,

વાગે વાજાં ને દુંદુભી ગાજે,
શેરી શેરીએ ઘુઘરા વાજે.
ગીત ગાયને કંકણુ ખળકે
પાયે નેપુર મોસાળું ઝળકે.
કેનું સજ્જન સાજન આવે
મામો મોસાળું લાવે.
એતો જાદવ કુળ સહુ આવે,
કૃષ્ણ મામો મોસાળું રે લાવે.
જનોઇ લઇને તે મામાજી
આવે બ્રહ્મચારી ભાણેજને પ્હેરાવે
જનોઇ સુવર્ણનું રે શોભે,
હીરા રત્ન જડિત તે ઓપે.
જનોઇ મુક્તાઃફળેથી પ્રોવાયું,
જનોઇ પાંડવ કુળમાં જોવાયું
જોઇ જનોઈ નવીન ધાય દિસે,
પામી આનંદ મનડું સંતોષે

જનોઇ કૃષ્ણજીએ રે ધરાવ્યું
માામા બળીભદ્ર હોંસે જડાવ્યું.
જનોઇ નરને નારાયણ લાવ્યા,
બ્રહ્મચારીને અંગે સોહાવ્યા,
દિસે નાથડીયો બાળે વેશે,
વ્હાલાં સર્વ ઓવારણાં લેશે.
લીલાં પીળાં પીતાંબર શોભે.
ખભે ડંડને બ્રહ્મતેજ ઓપે.
સહુ વેદ આશિષ ગાય,
બ્રહ્મચારી ચીરંજીવી થાય.

---

## રૂક્ષ્મણીનો કાગળ.

૪૭

જીરે દ્વારામતિ રળીયામણી
ત્યાં બીરાજો શ્રી રઘુવિર અંતરવાસો હીર, પ્રભુજી પધારજો.
લખું વિદર્ભ દેશથી રૂક્ષ્મણી
પ્રેમે સ્વીકારો મ્હારા પ્રણામ, જપું સ્વામી નામ, પ્રભુજી.
મ્હારા પિતા એ શિશુપાળથી,
વિવાહ કરવા કર્યો છે વિચાર, લગ્ન નિરધાર, પ્રભુજી.
મ્હારે વરવો નથી વર એ કદિ,
નહિ આવો તો કરૂં પ્રાણ ત્યાગ, થઈ હિત ભાગ. પ્રભુજી.
મ્હારે મનથી વરી વર વિઠ્ઠલા;
શિશુપાળ તો આળપંપાળ, છે ગોનો આગોળ. પ્રભુજી.
પુર્વ જન્મની પ્રીત સંભારજો,
નવ કરશો શ્રી મુજને અનાથ, છું તમથી સનાથ, પ્રભુજી.
મને તમથી વિખુટી ન રાખશો,
હું છું તમારા ચર્ણની દાસ, હ્કવ પુરજો વાસ, પ્રભુજી.

રખા અદૃષ્ય અંતર તે પ્રત્યક્ષ થજો,
વેગે આવી ગૃહો મૂજ બાંથ, અંતર શાન્તિ થાય. પ્રભુજી.

શિર છત્ર થઇને વિજય કરો,
શીશુ પાળ કરી પરાજય, વરો મહાશય, પ્રભુજી.

હરિ હૃદયકમળ સુખ આપજો.
પ્રભુ પૂરો લેવા કેરી હોંશ, છું હાલ બેહોશ, પ્રભુજી.

---

## રૂક્ષ્મણી હરણ.

૪૮

### રાગ—સુભદ્રા સંદેશો રે કાવે.

રાણી રૂક્ષ્મણી મન અકળાય, આવ્યો વરવા શીશુપાળ રાય.
હવે શ્રી હરિ મ્હારૂં શું થાય, જાદવજી વ્હાર કરજો રે મ્હારી.

લીધી રૂક્ષ્મણી એ ફુલ છાબ, અંબા પુજવા ચાલ્યાં મહા ભાગ.
સાથે સર્વ સખી તણો સાથ, જાદવજી વ્હાર કરજો મ્હારી.

કહે રૂક્ષ્મણી કેરીરે માતા, પુત્રી ક્યાં તમે જાઓ વિવાતા.
વાગે વાજીત્ર ગીત ગવાતાં, ઘટે નહિ પુત્રી બારણે જાવું.

કહે રૂક્ષ્મણી માતાને વાત, દેવી પૂજવાં મ્હારે સાક્ષાત.
વ્રત ઉમા તણું કરૂં જાત, દેવી મ્હારે પૂજવાતણી બાધા.

એવે આવ્યો તે રૂક્ષ્મંયો વીર, બ્હેની શીદ જાઓ પેરીને ચિર.
બ્હેની મ્હારી મુકવો છે ધીર, ઘટે નહિ પુત્રી બારણે જાવું.

કૃષ્ણ બળીભદ્ર પુરમાં છે આવ્યા, મ્હારા અંતર જેણે મુંઝાવ્યા.
જેવા તસ્કર રૂપે એ આવ્યા—ઘટે નહિ—

કહે રૂક્ષ્મણી બંધવ મ્હારા, કૃષ્ણ બળીભદ્ર શું કરનારા.
સાબકારી બંધુ તમે મ્હારા, દેવી મ્હારે—

શીશુપાળ જરાસંઘ રાય. આવ્યા એ બહુ બળીયા રાય,
કૃષ્ણ બળીભદ્રથી શું થાય, દેવી મ્હારે—

તમે નિશ્ચિંત રહો મ્હારા વીર, મને સાચવે શ્યામ શરીર.
મને જાવાદો પૂજને વીર, દેવી મ્હારે.

રૂક્ષ્મૈયો થયો રળીયાત, જાણી નીજ પ્રસંશા વિખ્યાત.
બ્હેની જાઓ સુખે પુજો માત, બળીભદ્ર કૃષ્ણ તે શું કરશે.

ચાલ્યાં રૂક્ષ્મણી આનંદ આણી, કૃષ્ણ બળીભદ્ર આવેલા જાણી.
આવ્યાં આંખમાં હર્ષનાં પાણી, દેવી મ્હારે.

દેવી મંદિરમાં જઇ બેઠાં, કૃષ્ણ બળીભદ્રને ત્યાં દીઠા.
દેવી પુજીને રથમાંહી બેઠાં—દેવી મ્હારે.

રથ ચાલ્યો તે દ્વારીકાં વારે, થઇ જાણ રૂક્ષ્મૈયાને જાતે.
વાત ચાલી તે ચૌટે ને હારે, હરણ થયું રૂક્ષ્મણીનું મંદિરથી.

રૂક્ષ્મૈયો તે આવ્યો રે ધાઇ, સાથે રાખ્યો શીશુપાળ જમાઇ.
સાથે લીધા જરાસંધ બ્હેવાઇ, કરે યુદ્ધ કૃષ્ણજીનીરે સાથે.

કૃષ્ણ બળીભદ્ર થઇ રણધીર. કીધો જરાસંધ જુજવા ચીર.
શીશુપાળનું વીંધી શરીર, પરાજય તુર્ત તેનોરે કીધો.

લીધાં રૂક્ષ્મણીને રે ઉછંગે, લઈ ચાલ્યા દ્વારામતિ સંગે,
લગ્ન કીધું શ્રી રૂક્ષ્મણી સંગે, હર્ષિસુખ અંતરે ત્યારે વ્યાપી.

## ભાગ બીજો સમાપ્ત.



# ભાગ ૩ જો.

## ઘર વૈદું.

### બાળકની માવજત.

**બાળકને તાવ આવ્યો હોય તો પાવાની દવા—**

૧ હરડે, કરીયાતું, મજીઠ, એળીઓ, સંચળ. એ પાંચ વસ્તુ સરખે ભાગે ઘસી અથવા ખલમાં ઘુંટીને મધ નાખી પાવું. ૨ લીમડાની અંતર છાલ, કે લીમડાની ગળો ઉકાળી સિંધવ, તીખાંના, બે દાણા અથવા પીપળામુળની ભુકી ચણા જેટલો નાખી મધ નાખી પાવું. છોકરાંને બાદી થઇ હોય તો—દીવેલ ને મધ સુવાનું પાણી નાખી પાવું.

**છોકરાંને કફ થાય ત્યારે પાવાની દવા—**

| | |
|---|---|
| ૧ પાન<br>પાનની જડ<br>તજ<br>લવિંગ<br>પીપળીમુળ<br>સુકામકાઇ<br>કાળી દ્રાક્ષ<br>ગુલબનાં ફુલ<br>સિંધવ વાલ ૧. | આ બધી વસ્તુ પાનની અંદર નાખી તેનું બીડું વાળી પાણીમાં ઉકાળી તે પાણી મધ નાખીને પાવું.<br>૨ કારેલો વાટી તેમાં સિંધવ નાખી તેનો રસ પાવો. |

છોકરાંને વાવળી થઇ હોય ને દસ્ત ન થાય ત્યારે નાગરવેલનું પાન દીવેલ ચોપડી પેટે મુકવું ને, શેક કરવો, તેમજ ગરણીનાં બી શેકીને કે શેકયા વિના વાટીને પાવાં.

**સસણી થઇ હોય તેનો ઉપાય—**

૧ છાતીએ નાગરવેલનું પાન મુકી શેક કરવો. પાનની જડ ઘસીને પાવી. છાતીએ 'કાયફળ' ને 'બોરીંગ' ચોપડવાં. (૨) સરપની કાંચળી ૧ રતી બાળેલો [illegible] બે વાલ એ બે વસ્તુ વાટી મધ નાખીને પાવું.

બાળકને સખત સસણી થઇ હોય ને તાવ આવતો હોય તો અળસીનું પોટીસ છાતીએ મુકવું, ગળામાં સોજો હોય તો, ઘઉંના થુલાનું કે લોટનું, અથવા બાજરીના લોટનું, કે અળસીનું અથવા કેળું બાફી તેનું પોટીસ ગળે બાંધવું. તેથી ફાયદો થાય છે.

બાળકને ફોલ્લા થાય તો—
૧ શંખજીરૂં ઘસીને ચોપડવું.
૨ બોદારપથરો ઘસીને ચોપડવી.
૩ સુખડ, ગોપીચંદન ચોપડવું.

છોકરાંને કે મોટાંને ઝાડા થાય ત્યારે—સુવા, ખસખસ, ધાણા, સાકર, વાટી ઠીકરી તપાવી ઝામીને પાઇ દેવું.

મરડો થયો હોય કે ગરમીના ઝાડા હોય તો ઉપલી ચાર વસ્તુની સાથે—દાઢેમની કળી, બદામ, એલચી, વરીયાળી, પીપળીમુળ, એ બધી વસ્તુ વાટી ઘુંટીને ઝામી દીવસમાં ત્રણવાર પાવી.

સખત ઝાડો ઉલટી થતાં હોય ત્યારે, જાયવંત્રી શેકીને મધમાં પાવી, અને છાતીએ રાઇનું પ્લાસ્તર મુકવું.

જાંબુનો ઠળીયો, કે હરડેનો ઠળીયો, ઘસીને મધમાં પાવાથી ઝાડો બંધ થાય છે.

ડાયરીયા માફક હોય તો દરરોજ હરડેદળની ફાકી રાત્રીએ સુતી વખત લેવી. સુખડ ને નાળીએરની કાચલી ઘસી મધ નાખી પાવી. એથી તાવ પણ ઉતરે છે.

ઉધરસ હોય તો—મધ, ૧ ચમચો. પાણી નવટાંક, ઘી. અડધો ચમચો, મીઠું કે સિંધવ નાખી સારૂં ઉનું કરી દીવસમાં ત્રણ વાર પાવું. નાનાને એથી અડધું વજન લેવું.

છોકરાંને કે મોટાંને મોમાં ચાંદી પડી હોય અથવા ગરમી આવી હોય ત્યારે—૧ ફટકડી ફુલવી ઉના પાણીમાં નાખી તેના કોગળા કરવા.

૨ કાથો, ચીનીકબાલા, શંખજીરૂં, એલચી તેનો ભુકો કરી તે ગરમી ઉપર ચોપડવું ને મ્હો નીચું રાખવું, અથવા આ બધી વસ્તુ ઉના પાણીમાં નાખી કોગળા કરવાથી પણ ફાયદો થાય છે.

૩ અઘેડાનાં પાંદડાં મોમાં રાખી મુકી લાળ થુંકી નાખવી તેથી ફાયદો થશે.

૪ દીવેલ મોમાં ચોપડી લાળ ગળતી મુકવી, અને મરોડીના કોગળા કરવા તેથી પણ ફાયદો થાય છે.

ગળામાં ચાંદી પડે તેનો ઉપાય—૧ ઘી ઉનું કરી તેના કોગળા કરવા. ૨ ટંકણખાર ફુલાવી પાણીમાં મેળવી તેના કોગળા કરવા.

અવાળું ચઢે ત્યારે –

અવાળુ ઉપર હળદર મીઠાંની ભૂકી ઘસવી. ઘણાં ચડેલાં હોય તો રૂમાં ભૂકી મુંકી તે પોતું અવાળુ પર મૂકી રાખી મો ગળતું રાખવું.

બાળક છોકરાંના મ્હોમાં થુલાયું આવે ત્યારે ઘીથી કાજળ પાડી મ્હોમાં ચોપડી પગ ઉપર ઉધું સુવાડવાથી લાળ નીકળી જાય ને આરામ થશે.

પગે કે કોઇપણ ભાગમા સોજો કે દુખાવો થાય તો શેક કરવો ને હળદર, મીઠુ, છાણુ, પીળી ધુળ મેળવી ખદખદાવી ચોપડવું ને શેક કરવો. રેતીના પોટલી બાંધી પછી શેકવું.

રતવાનો ઈલાજ—

છોકરાંને રતવા થાય ત્યારે, રતવેલીયો, રતાંજળી, સોનાગેરૂ વાટી ઝીણો કરી ચોપડવો. રસી નીકળે ત્યારે કોરો ભભરાવવો, સુકાઇ ગયો હોય ત્યારે એકવીસ વાર ધોએલાં ઘીમા કે માખણમાં મેળવી ચોપડવો અને નીચેની દવા પાવી. કાળી દરાખ, કરીયાતું, બદામનાં છોડાં, ગુલાબનાં ફુલ, પીપળીમુળ, સોનામુખીનાં પાન, એલચી, સાત વસ્તુ પલાળી તેમાંથા નવટાંક પાણી લઇ શાકર નાખી પાવું. નાનાં છોકરાંને ૧ ચમચો પાવું. આ પલાળેલી વસ્તુ ત્રણ દિવસ સુધી કામ લાગે, ત્યાર બાદ બીજી વાર પલાળવું. સાત દિવસ લાગટ પાવું. પછી એક બે દીવસને અંતરે પાવું. ઉપલી વસ્તુ કોરી માટલીમાં પલાળવી.

સાધારણ તાવનો ઉપાય—

૧ લીમડાની અંતરછાલ તીખાંના બે દાણા નાખી ઉકાળવી ને પાશેર પાણીમાંથી નવટાંક રહે તે મધ કે શાકર નાખી પાવું. એમ દિવસમાં ત્રણ ટંક પાવું.

૨ લીમડાની ગળો ઘસીને મધ નાખીને પાવું. બાવળ, આવળ ને બોરડી, ત્રણ વસ્તુનાં મૂળીયાં ઉના પાણીમાં પલાળી તે પાણીથી નવડાવવાથી ફાયદો થશે.

**ખરજવાનો ઉપાય—**

બીંડીનાં બી, મોરથુથુ એ બે વસ્તુને વાસણમાં ( ઘડામાં ) ભરી મો બાંધી ઉંધું પાડી તેલ કાઢવું, તે એવા રીતે કે, જમીનમાં ખાડો કરી વાડકો કે તપેલી ઉતારી તેના ઉપર મોં બાંધેલો ઘડો ઉંધો પાડવો ને ઉપર છાણાની ભઠ્ઠી કરવી. તેલ પડી રહે તે ખરજવાં ઉપર ચોપડવું. પછી તેને પાણી અડવા દેવું નહિ.

એકવંસ વાર ધોયેલું ઘી ને શંખજીરૂ મેળવી તેની પટ્ટી કરી તેના ઉપર લગાવવા કે પાણી અડવાની ધાસ્તી નહિ. આ ઉપાય નાના બાળકથી તે મોટાં સુધી ઉપયોગી છે.

**આંખ દુઃખે તેનો ઉપાય—**

૧ હરડાં, બેડાં, આમળાં એ ત્રણ વસ્તુ કોરી માટલીમાં પલાળી તેનાથી હરરોજ આંખ ધોવી.

૨ આવળના પાન વાટી ઘેટાંના કે ગાયના દૂધમાં રાંધી તેની પોટીસ સહેજ ગરમ મુકવી.

૩ મેદો વાટી તેનાં બે પોટીસ કરવાં ને ઠંડા પાણીની ગોળી પર મુકવાં. પછી એક ગોળી પર રાખવું ને એક આંખ પર મુકવું. આંખનુ ગરમ થાય તે પાછું ગોળી ઉપર મુકી ગોળી પરનું આંખ મુકવું. એમ વારા ફરતી કરવું. એ પ્રમાણે ચંપલી, મોગરો, ગુલાબ, દાડમડીનાં પાન, એના પોટીસનો પણ ઉપયોગ થઇ શકે છે.

**બાળકની આંખ દુખે તેનો ઉપાય—**

૧ આંખ દુખવા આવે ત્યારે માના ધાવણથી આંખ ધોવી. તેજ ધાવણનાં પોતા મુકવાં.

૨ કાથો, રસવંતી, બરાસ ઘસીને આંખની આજુબાજુ આંખમાં ન જાય તેમ ચોપડવુ.

ઘણી સખત આંખ દુખે ત્યારે—ફટકડી, સોનાગેરૂ, અફીણ, આંબાહળદરનો ગાંઠાયો, સુંઠ ઘણી થોડી, કાથો, રસવંતી, હરડે એ બધી વસ્તુ પાણીમાં ઘસી લોઢાના વાસણમાં ખદખદાવી આંખમાં ન જાય તેમ આંખની આસપાસ ચોપડવું.

ગરમીથી દુખે ત્યારે એકલું બરાસ પણ ચોપડી શકાય.

આંખમાં ફુલું પડેલું હોય ત્યારે ગધેડાનો દાંત, સોનું ને સાબરશીંગું ઘસીને આંખમાં આંજવું.

**કરમની દવા—**

૧ બાળકને કરમ થયા હોય ત્યારે એક ઇંદ્રજવ ઘસીને મધમાં કે પાણીમાં પાવો. (૨) કમળકાકડી અડધી વાટીને મધમાં ચટાડવી. (૩) એળીઓ ઘસીને વીસ નખે ચોપડવો. ને કપાળે નાકે તથા ડુંટીની આસપાસ આડ કરવી. (૪) કાચકો એક શેકીને તેની ભુકી કરવી અને તેમાંથી ચોથે ભાગે લઈને મધમાં ચટાડવી. મોટાંએ. (૫) વાવડીંગ વાટીને મધમાં કે પાણીમાં [illegible] જ એ પાવાં. મોટાંએ "પાંચ" પાણી સાથે ગળવાં.

**દાઝયાનો ઉપાય—**

દાઝયા પછી (૧) દૂધની મલાઈ ચોપડવી. (૨) દહીંની મલાઈ ચોપડવી. (૩) કુંવારનો ગર્ભ મુકવો. (૪) અડાયાંની રાખ કોરી ભભરાવવી કે બાંધવી. (૫) તેલને ચુનાનું પાણી ભેગું કરી પોતાં મુકવાં આ ઉપાય વધારે ગુણ કરતા છે (૬) દાઝ્યાની જગ્યા ટાઢા પાણીમાં રાખવી, ને તે પાણી શરીરથી ગરમીથી ગરમ થાય એટલે બદલ્યા કરવું.

**વિંછીનો ઉપાય—**

વિંછી કરડે તો—(૧) ગંધારો વજ પાણીમાં ઘસીને ડંખ ઉપર ચોપડવો. (૨) મીણનો ધુમાડો દેવો. (૩) નવસાર તથા ચુનો બંને વસ્તુ નવટાંક લઇ તેને પાણીમાં મેળવી સીસીમાં ભરી રાખવું, ને ડંખ ઉપર તેનું પોતું કરી મુકયા કરવું. નવસાર કાચો લેવો.

ફોલ્લાનો ઉપાય—બીજો:—ધુપેલ પાડયાનાં વસાણાં બળેલાં વાટી ઘોએલા ઘીમાં ચોપડવાં. તેમજ બરાસ, કલાઈ સપેતો, ૨૧ વાર ઘોએલા ઘીમાં મેળવી ચોપડવું.

ખસનો મલમ—(૧) ચુલા ઉપરની ધુંસ, તિખાંના દાણા, ગંધક, કપુર, કડેલાં તેલમાં વાટી મેળવીને ચોપડવું. (૨) એકલો ગંધક વાટીને

૨૧ વાર ધોએલા ઘીમાં મેળવી ચોપડવો. (૩) એળચી, આમળા, સુખડ, રતાંજળી ઘોડાવજ, ઉપલેટ, સુંઠ, તીખાં, કોપરૂં, મોથ, મજીઠ, કપુર આટલી વસ્તુ ને બાળી તેને વાટી ચાળી ને ખસ ઉપર ચોપડવું. ઘીમાં કે તેલમાં અથવા કોરૂં કોરૂં રસી નીકળે ત્યારે ચોપડવું. (૪) હાથે ખસ હોય તો ગાયના મુતરથી હાથ ધોવા, જે જગ્યાએ ખસ થઈ હોય તે જગ્યા તેનાથી ધોવી.

**ખસ થઇ હોય ત્યારે પીવાની દવા—**

બદામનાં છોડાં, દરાખ કાળી, સુકી મકાઈનાં પાન, મજીઠ, હરડે, સુંઠ, એલચી, પીપળીમૂળ, ગુલાબનાં ફુલ સરખે ભાગે લેઇને રાત્રે પલાળવાં તેનું પાણી સવારે સાકર નાખીને પીવું.

મરડો થયો હોય ત્યારે પીવાની દવા—(૧) ચણા જેટલ રાળ ૧ ચણા જેટલી ખસખસ, ૧ પાવલીભાર શાકર મેળવીને પાણીમાં પીવું નાના બાળકને એથી અડધે ભાગે પાવું.

સમાપ્ત.



